શુભ પ્રસંગે
મિત્રો અને
સ્નેહી-સંબંધીઓને

ભેટ આપવા

# ગેઇટી ગોલ્ડના

## દાગીના ખરીદો

—∘∘⋄∘∘—

**ધી ગેઇટી ગોલ્ડ ઇન્ડસ્ટ્રીઝ**

રતનપોળ **અમદાવાદ**

---

## અમદાવાદ ભરમાં પ્રખ્યાત ⟶

**૩૫ વર્ષની જૂની પેઢી**

ચશ્માની આ પ્રખ્યાત દુકાને આપની આંખો મફત
તપાસી દરેક જાતના ચશ્મા ખાસ ઘટાડેલા ભ.વથી
[illegible]મેં [illegible]ીએ. એક વાર જરૂર
[illegible]ખાત્રી કરશો.






**પેશોતન એમ. દસ્તુરની કું.**

ત્રણ દરવાજા **અમદાવાદ**

# ના • ઝી • રા • જ

(જર્મનીનો અર્વાચીન ઇતિહાસ)

પ્રગતિ ગ્રંથમાળા

વર્ષ ૧ : : પુસ્તક ૪

શ્રી ચંદ્રભાઇ કા. ભટ્ટ

પ્રગતિ સાહિત્ય મંદિર
—રાજકોટ—

પ્રિય મિત્ર અને સાથી

બ્રિ. વજુભાઈ શુકલને



જટુભાઈ

# આ લેખકનાં બીજાં પુસ્તકો

1. કોમરેડ લેનીન
2. ચિંતનની વેદી પર
3. દરિયે દવ લાગ્યો (જપ્ત)
4. કકળતું કોંગો
5. એક હતો છોકરો
6. રાતું રુસ : ભાગ ૧-૨-૩
7. નરવીર
8. રશિયન નારી
9. ડોકિયું
10. માનસ વિજ્ઞાનનો દ્રષ્ટિકોણ
11. વૈજ્ઞાનિક જગત
12. એક હતું માનવી
13. માનવીનું ઘર
14. શહીદી
15. ભઠ્ઠી (જપ્ત)
16. સંસ્કૃતિનાં વહેણ
17. યુરોપની ભીતરમાં
18. એબિસીનિયા પર આથાર
19. માનસ પૃથક્કરણના પાયા
20. રાજમાતા રૂપસુંદરી
21. ગુર્જરરાજ વનરાજ (બેભાગ)
22. એશિયાના ભીતરમાં

※

**- તૈયાર થાય છે -**

**દુનિયાના ઇતિહાસની વાત**

**માળાના મણકા**

**ચીની ઇન્કિલાબ**

※

# નિવેદન

¶અનેક ઝંઝાવાતો વચ્ચે આ પુસ્તક પ્રગટ થાય છે, અને આ પહેલું વર્ષ ઘણે દહાડે પૂરું થાય છે.

¶ઝંઝાવાતો–મુદ્રણ સાધનોને મોંઘાં અને દુષ્પ્રાપ્ય બનાવનાર યુરોપીય મહાયુદ્ધના યે ખરા, અને મારા જીવન કાર્યક્રમને વિકમ્પિત કરનાર રાષ્ટ્રીય આંદોલનોના યે ખરા.

¶છતાં અનેક સુયોગો વચ્ચે આ પુસ્તક પ્રગટ થાય છે, અને આ બીજું વર્ષ આરંભવાની આગાહી આપે છે.

¶સુયોગ–નાઝી આક્રમણ જગતને આવરી લેવા મથી રહ્યું છે, તે જ સમયે જરમનીમાં નાઝીરાજની સ્થાપના કેવા ઘોર અત્યાચારો વડે ખરડાઇ હતી તેનો લોહી નીગળતો આ ઇતિહાસ રજૂ કરવાનો યે ખરો, અને નાઝીવાદના શત્રુ સમા લેખક, પ્રકાશક અને અર્પણપાત્રનો મેળ કરી દેનાર પરિબળોનો યે ખરો.

¶આ ઝંઝાવાત અને આ સુયોગ વચ્ચે સુંદર રીતે લખાયલું, સુંદર કાગળોમાં સુંદર રીતે

# આ લેખકનાં બીજાં પુસ્તકો



❋

**- તૈયાર થાય છે -**

**દુનિયાના ઇતિહાસની વાત**

**આળાના મણકા**

**ચીની ઇન્કિલાબ**

❋

# નિવેદન

¶અનેક ઝંઝાવાતો વચ્ચે આ પુસ્તક પ્રગટ થાય છે, અને આ પહેલું વર્ષ ઘણે દહાડે પૂરું થાય છે.

¶ઝંઝાવાતો—મુદ્રણ સાધનોને મોંઘા અને દુષ્પ્રાપ્ય બનાવનાર યુરોપીય મહાયુદ્ધના યે ખરા, અને મારા જીવન કાર્યક્રમને વિકમ્પિત કરનાર રાષ્ટ્રીય આંદોલનોના યે ખરા.

¶છતાં અનેક સુયોગો વચ્ચે આ પુસ્તક પ્રગટ થાય છે, અને આ બીજું વર્ષ આરંભવાની આગાહી આપે છે.

¶સુયોગ—નાઝી આક્રમણ જગતને આવરી લેવા મથી રહ્યું છે, તે જ સમયે જરમનીમાં નાઝીરાજની સ્થાપના કેવા ઘોર અત્યાચારો વડે ખરડાઇ હતી તેનો લોહી નીગળતો આ ઇતિહાસ રજૂ કરવાનો યે ખરો, અને નાઝીવાદના શત્રુ સમા લેખક, પ્રકાશક અને અર્પણપાત્રનો મેળ કરી દેનાર પરિબળોનો યે ખરો.

¶આ ઝંઝાવાત અને આ સુયોગ વચ્ચે સુંદર રીતે લખાયલું, સુંદર કાગળોમાં સુંદર રીતે

મુદ્રિત થયેલું, ચિત્રોથી સુંદર રીતે વિભૂષિત બનેલું અને સુંદર બાંધણીથી બંધાયલું—આ પુસ્તક પ્રગટ કરતાં મને ખૂબ હર્ષ થાય છે.

અને વધુ હર્ષ એટલા માટે થાય છે કે પ્રકાશનની દુષ્ટ અનિયમિતતાને ઢાંકી દેતા ઉત્તરોત્તર સારાં પુસ્તકોએ ગ્રાહકો અને વાંચકોને સંતોષ આપી તેમની પ્રશંસા જીતી લીધી છે.

છતાં...તે અનિયમિતતા મારાથી તો ભૂલી ભૂલાય એવી નથી. અનિયમિતતા ટાળવાના મારા બધા પ્રયત્નો એવા તો નિષ્ફળ ગયા છે, કે આવતા વર્ષની નિયમિતતાની ખાત્રી આપવા હું હિંમત કરી શકતો નથી. આવતે વર્ષે કદાચ આટલી નહિ, તો એથી ઓછી પણ અનિયમિતતા રહેશે જ—એવો મારો પોકાર મારું મન આ લખતી વેળાએ પણ કરે છે.

આ અનિયમિતતાને માટે જો કોઈ મુખ્યત્વે જવાબદાર હોય, તો તે મારું જાહેર જીવન છે. ગ્રંથમાળામાં નિયમિતતા લાવવા માટે હું જાહેર જીવનને લેશ માત્ર પણ વેગળું મૂકી શકું એમ નથી, એ નક્કી છે. જેઓ આ ગ્રંથમાળા મેં શરુ કર્યા પાછળનો ઇતિહાસ જાણે છે, એમને

ખબર છે કે જાહેરજીવનને ચાલુ રાખીને થઈ શકે એવા ધંધા તરીકે આની મેં પસંદગી કરી છે. એટલે મારા એ કાર્યને આંચ આવે એવી રીતે તો ગ્રંથમાળાને નિયમિત બનાવવાનું હું ન જ સ્વીકારું. જેવી ચાલશે એવી, નિયમિત-અનિયમિત આ ગ્રંથમાળા ચલાવ્યે રાખીશ. માત્ર પ્રાણવાન અને પ્રગતિશીલ સાહિત્ય પીરસવાનું ધ્યેય હું નહિ ચૂકું.

અનિયમિતતાના દુર્ગુણનો આવો ઉઘાડો એકરાર અને એને દૂર કરવાની તમન્ના પ્રત્યે આવી ઉઘાડી બેદરકારી કોઈને વેપારી કુનેહની ખામી જેવી લાગશે. પરંતુ એ આજે છુપાવીશ તો બીજા વર્ષે દેખાઈ આવશે ત્યારે, બીજા વર્ષની આખરે હું આવાં નિવેદનમાં શું લખીશ? શું, દર વર્ષે ગ્રાહકો વાંચકોની માફી માગ્યા કરીશ, અને એમની દયા ઉપર જીવ્યા કરીશ?

એટલે, આજે તો કશી ખાત્રી આપ્યા વિના, આવતે વર્ષે નિયમિતતા લાવવાના મારા પ્રયાસો કેટલે અંશે ફળીભૂત થાય છે તે આપણે સૌ સાથે જોયા કરશું.

અને આમ બેધડક લખી શકું છું. એની પાછળ અખંડ વિશ્વાસ છે ગ્રાહકો-વાંચકોનો, જેમની મારા પ્રત્યેની અખંડ સહાનુભૂતિ અને અપાર પ્રેમ આ ગ્રંથમાળાને ઉભી કરી શકેલ છે, અને ભવિષ્યમાં આગળ ધપાવી શકશે.

પ્રકાશક

## ગ્રાહક મિત્રોને

આ પુસ્તકથી ગ્રંથમાળાનું પ્રથમ વર્ષ પૂરું થાય છે, અને હવે દ્વિતીય વર્ષ શરુ થાય છે. ગ્રંથમાળાનું લવાજમ અગાઉથી લેવાની રસમ છે, એ મુજબ અમારા જે ગ્રાહક મિત્રોને પુસ્તકો અમારા જે એજન્ટો કે પ્રતિનિધિઓ મારફત મળતાં હોય તેમને બીજા વર્ષનું લવાજમ ભરી આપવું; અને જેમને પુસ્તકો ટપાલ મારફત મળતાં હોય તેમણે લવાજમ મનીઑર્ડર કે ચેકથી મોકલી આપવું. આ લવાજમ અમને એપ્રિલની શરુઆત સુધીમાં નહિ મળે તો અમે એપ્રિલની મધ્યમાં બીજા વર્ષનું પહેલું પુસ્તક તેમને વી. પી. થી. મોકલીશું. ગ્રાહક તરીકે બંધ થવા ઈચ્છતા હોય તેવા મિત્રોએ અમોને અગાઉથી ખબર આપવા.

— સંચાલક —

# બે બોલ

¶તરંગોને મિથ્યા ઉત્તેજનારાં, કલ્પનાને લલચાવનારાં, લાગણીને આવેશના વેગમાં વિહ્વળ કરનારાં તીખાં તમતમતાં, કે કડવાં ખાટાં લખાણોમાં લેખકને રસ નથી.

¶અને તોય આજે દુનિયા બે છાવણીમાં વહેંચાઈ રહી છે; એક શોષકોની, બીજી શોષિતોની. આજે દુનિયાના એક જ આર્થિક કાયદાની બે બાજુ તમારો, મારો, ને સૌનો વિચાર માગે છે.....
 સામાજિક ઉત્પાદન : અંગત મિલ્કત.
આજે નીતિના નિયમની બે બાજુ ઈન્સાફ માગે છે, એક જંગલનો brute law, બીજો માનવીનો સમાનતાનો માનવી કાયદો.

¶ત્યારે મૂડીવાદની ખૂના મરકીની, વ્યવસ્થિત હિંસાની કપોલ કલ્પિત નહિ પણ આપણી દુનિયામાં બનતી વાત–સત્ય હકીકતો–તમે સાંભળો અને તમારું હૃદય આવેગનો ઉછાળો મારી ઉશ્કેરાઈ જાય તો ? કે તમારી બુદ્ધિ વિચારનો ઝબકારો બતાવી જાગી જાય તો ? નાઝી જરમની એવી એક સાચી બનતી જરમન

પ્ર ગ તિ સા હિ ત્ય મં દિ ર રા જ કો ટ

# અનુક્રમ



# ચિત્રાનુક્રમ



રોઝા લકઝુંબર્ગ

ચાર ચાર વરસનાં વહાણાં વાયાં. ૧૯૧૪ની કાળરાત્રિનું ૧૯૧૮માં સવાર બોલ્યું ત્યારે કુકડો નહોતો. કરોડો હાડપિંજરો-ની વચમાં સ્મશાન ભૂમિનાં ગીધડાં ચિત્કાર કરતાં મનુષ્યને જગાડતાં હતાં.

એ એકલુંજ પ્રાણી એવું હતું જેને જગાડવા આવાં વિપરીત તાંડવનાં વહાણાં વાયાં હતાં. અને માનવી જાગ્યું ?

જાગતું હતું ને ઝબકી ઝબકીને મૂડીવાદી ઘટનાનો નાશ માગતું હતું. વર્ગવિહીન સમાજ રચનામાં એને નવી દુનિયાનાં સ્વપ્ન આવતાં હતાં. જનતા જાગીને પહેલીવાર બોલતી હતી, 'જે અમારી સાથે નથી તે અમારી સામે છે. જે મૂડીવાદને દફનાવવાની ઘોર ખોદવા ધૂળનું એક ઢેફું પણ તોડતું નથી તે અમારી ઘોર ખોદે છે."

"પણ...પણ...હું હજુ મર્યો ક્યાં છું તે ?" મૂડીવાદી સન્નિપાત જનતાના લોહીથી સિંચેલાં જટિયાં ઝુલાવી ઝંપલાવતો હતો અને દફનાઇ જવાની ના પાડતો હતો. ના પાડતો હતો અને ત્રાડ દેતો હતો; ત્રાડ દેતો હતો અને પોતાના સાગરીતોને સાદ કરતો છેવટના મોરચા માંડતો હતો; મોરચા માંડતો હતો ને રાડ નાખતો હતો, "જે અમારી સાથે નથી તે અમારી સામે છે. લોક (People) અમારી સાથે નથી તેથી અમારી સામે છે.."

લોકનાં લોહી પર અમે......"

૧૯૧૪ની કાળ રાત્રિ પછી ચાર ચાર વરસનાં વહાણાં વાયાં, ને જગત જાગ્યું ત્યારે બે જ છાવણીમાં વહેંચાયલું બેઠું થઇ ગયું.

બે છાવણીમાં બે જ વાદ હતા:

એક ફાસીઝમ, બીજો સામ્યવાદ.

ફાસીઝમ ઇતિહાસક્રમમાંથી ખરી પડતા પણ મરણ પહેલાંનો સન્નિપાત સેવતા મૂડીવાદનો હિંસાવાદ હતો.

સામ્યવાદ ઇતિહાસક્રમની આગેકદમમાં મૂડીવાદની પાશવી (brutal) દુનિયાનાં ખૂનીતંત્રની ખાખ કરી નવી દુનિયાના 'જીવો ને જીવવા દો'ના માનવી નિયમમાં વર્ગ–વિહીન રચના રચવા માગતો હતો.

દેશે દેશમાં બે જ વાદના અવાજ બોલ્યા. દેશે દેશ બે જ છાવણીમાં વહેંચાવા લાગ્યા. દેશે દેશ આખરી મોરચા માંડવા લાગ્યો. જરમનીને પણ એ ચાર વરસનાં વહાણાં વાઈ ગયાં હતાં.

એક દિવસનું એવું જાજરમાન જરમન જગત જર્જર દેહે ઊભું હતું અને ઊભું ઊભું આભું બનીને વરસાલી મુકામે એનાં રેડાયલાં લોહી, આકરા અંગછેદ, અને અમાનુષિ અપમાનની વિપરીત યાતનાઓ વિચારતું હતું...જીવન ઝંખવાયું હતું, મરણ મહાલતું હતું. "દફનાવું કે, ડોલવું!" જગત જીવન મરણ વચ્ચે ઝોલે ચઢ્યું 'તું.

એણે ચાર ચાર વરસના ઝનુની જંગ ખેલ્યા હતા. એણે રણભૂમિપરના કદમે કદમે કારી ઘા ઝીલ્યા હતા. એણે જરમન ભદ્રલોકનાં બજાર દુનિયા આખીમાં આવરી દેવા જરમન જનતાની કરોડના મણકા છુટ્ટા કરીને ગણી આપ્યા હતા. ભૂતકાળ વિકરાળ

હતો; ભાવી એથી ય ભયંકર ભાસતો હતો.

અને એ ભૂલાય કેમ ? જરમન જીવન ઝણઝણી ઊઠયું હતું: એ લોઈડ જ્યોર્જ, ને એ કલીમેનશો અને એ અમેરિકાનો વિલસન......એ બધા મૂડીવાદી મારાઓની સામે અપરાધી જર્મની—જર્મનીનું શબ ઊભું હતું. પછી ડાહ્યુઓએ ન્યાય તોળ્યો. શબનો ય શિકાર થઇ ગયો. વરસાલીમાં સૌએ વહેંચી વહેંચીને ખાધું.

"અને હું ?" ઇટાલીનું ગીધડું ઘૂરકી ઊઠયું.

"અને હું......?" જાપાની માકડું મરતીએ ચઢયું.

"અને હું......?" ડાહ્યુઓએ જરમન શિકારમાંથી ટુંપી ટુંપીને ટુકડા નાખ્યા.

વરસાલીની સ્મશાનભૂમિ સમસમી ઊઠી.

જરમનીની ખાણો વિજેતાઓના વેપારીઓ ખોદાવી રહ્યા.

જરમનીના તેલના કુવા વિજેતા માલીકો ઉલેચાવી રહ્યા.

જરમનીનાં ખેતર વિજેતાઓનાં ખૂની જઠરમાં ધાનના ઢગલા હોમી રહ્યાં.

જરમનીની છાતી વિંધાઇ ગઇ હતી. પીઠમાં ય પાછળથી વિજેતા મૂડીવાદે છૂરી ભોંકી હતી.

જરમનીએ એના દુધમલ દિકરાઓને લાખો જેટલા દફનાયા વિનાના સમરાંગણ પર પડતા મૂક્યા હતા; અને ઘેર આવ્યા હતા તે રસ્તા વચ્ચે અંદર અંદર અથડાતા ને આથડતા હતા; ભયંકર ભૂખમરો જોતા હતા. ગોઝારા ઘરમાં ગમગીન ફરતા હતા.

કુટુંબ કથળ્યું હતું. તંત્ર તૂટયું હતું.

આશા ને આદર્શ પણ જકડાઇ ગયાં હતાં.

યુદ્ધ પછીનું એવું જરમની-અજંડ બન્યું હતું.

ઘવાયલું જરમની ઘા ધોઇને ઊડતું હતું. અને ઊડીને તંત્ર જોતું હતુંઃ "વીમર રીપબ્લિક."

એ રાજતંત્રના તંતુઓ વરસાલીમાં રંગાયા હતા. એ તંત્રના તાણા જરમનીને અપમાન આપતા હતા.

કોઇ જરમન એને માટે મગરૂર નહોતો. એકે એકની આંખ એ તંત્રની ઘટનામાં ગુલામી ભાળતી હતી.

અને એ રાજતંત્રનું જહાજ હાંકનારા જરમન સુકાની-ઓમાં પણ જરમનીને રાગ નહોતો અને રોઝા લક્ઝુંબર્ગ જેવી જનતાની સાથીદારની છાતીને વિંધી નાખનાર ખૂની સામે પણ જકડાયલા જરમનીને વિરાગ નહોતો. જરમની એવું અજડ બન્યું હતું.

લોહી નીગળતું જરમની એવું હતાશ હતું.

"શી ખબર પાછો રુડો દિવસ ક્યારે આવશે!"

હતાશ જરમની હચમચતું હેડકી ખાતું હતું.

અત્યાર સુધી જરમની લોક અને પિતૃદેશની વાતો કરતું હતું. લોકનું ખૂન થયું હતું, પિતૃદેશના ટુકડા થઇ ગયા હતા.

"હવે શું!" હતાશ જરમનીની હાય વાગતી હતી.

યુદ્ધ ગયું નહોતું; ખતમ થયું નહોતું; યુદ્ધે આખરી યુદ્ધને જગાડયું હતું. જગત પર આખરી મોરચા મંડાતા હતા.

ત્યારે **એણે** દુઃખી જરમનીને દિલાસાનો કોલ દીધોઃ "તમે દુઃખી થયાં છો, પણ હવે તમે આનંદ પામશો. જેટલું તમારું દુઃખ ઉગ્ર થયું છે તેટલો તમારા આનંદનો અતિરેક થશે."

દુઃખી જરમનીએ આશ્વાસનનો ઊંડો શ્વાસ ખેંચ્યો. જખ્મી જરમનીને ઘા રૂઝાઈ જતા લાગ્યા. જરમની આશાની મીટ માંડી રહ્યું: "દુઃખ કેમ જશે અને સુખ કેમ આવશે?" એવું

કોઈએ પૂછ્યું નહિ; કારણ કે વિચારો બોજા રૂપ હતા. એટલે એણે જોરશોરથી બોલવા માંડયું, "જરમની ! જાગ. જરમની ! ઊઠ. જરમની ! નવજીવન પામ......"

"એ તો પેલો હિટલર !"

"હા, પણ કેવું તાલબદ્ધ એ બોલે છે !" જરમનીએ જાગીને પાછી કૂચકદમની પડઘમ સાંભળી અને જરમનીનાં મધ્યમ વર્ગનાં છોકરાં એ કૂચકદમમાં જ્યાં જવાય ત્યાં જવા જોડાયાં અને હિટલર સાથે સૌ એક અવાજે બોલ્યાં "વરસાલીનાં કરારોનો ભંગ કરો."

"વરસાલીના કરારોનો ભંગ કરો." ખૂણે ખૂણેથી જરમન સ્વમાન ઝબકીને જાગ્યું અને સૌએ વરસાલીના તહનામાનો અંત માગ્યો.

"અને પછી...... ?"

"અને પછી ?" જરમન રાષ્ટ્રવાદની નાડ ઝાલી હિટલર ખૂબ મોટી બૂમ પાડી બોલ્યો, "જરમન પ્રજાનો જય થાવ." જરમનીનો જયકાર ગાજ્યો, સૌએ ઝીલ્યો.

પછી એણે ચાવી જોરથી ફેરવવા માંડી.

રાષ્ટ્રવાદને ઢંઢોળી ઢંઢોળીને જગાડવા માંડયો. એણે ઘર આંગણાંનાં દુઃખ દેખાડયાં, એણે પરદેશી પ્રજાઓએ દીધેલાં અપમાન યાદ આપ્યાં.

અને પછી એણે કહ્યું, "ઊઠો, નૂતન જરમની ને જન્માવો." બોલતો એ જોઈ રહ્યો. દૂર દૂર એની આંખો ક્ષિતિજની પેલી કોર જોઈ રહી-જાણે નૂતન જરમનીને જનમતું જોતી હોય તેમ.

"ત્યાં શું શું...... ?" સવાલ જાગ્યા.

"ઘવાયલાના ઘા રૂઝાશે, અનાથોને વાલીઓ સાંપડશે,

સ્ત્રીઓ ગૃહરાણીઓ થશે, માતાઓના દિકરા પાછા આવશે. બેકારોને કામ જડશે ને ભૂખ્યાં રોટલા ભેળાં થશે." એણે ચોંટી ગયેલી નજરને ઉખેડયા વિના કહ્યું.

જરમની દુ:ખી હતું; એણે દિલાસો આપ્યો. જરમની નિરાશ થયું હતું; એણે દિવા-સ્વપ્નો દેખાડયાં. જરમનીનો કંઠ રુંધાતો હતો, એણે મૃગજળના મિનારા બતાવ્યા.

મધ્યમ વર્ગના છોકરાં આવ્યાં, કારકૂનો ને ગુમાસ્તા જોડાયા. નાના મોટા જમીનદારો ને દુકાનદારો દેખાયા. રણભૂમિ પરથી પાછા આવેલા કેટલાક સિપાઇઓ પણ આવી લાગ્યા. એ સૌનો સરદાર હિટલર સૌને સંગઠિત કરી રહ્યો, ને સૌ સાથે બોલ્યો, "જરમનીનો જય થાવ."

"અમારા આશીર્વાદ છે. અમારા જોગું કામકાજ કહેજો." જરમન મૂડીવાદ મલકાતો બોલ્યો અને નવા સાંપડેલા રાષ્ટ્રવાદને રમાડી રહ્યો. એ રાષ્ટ્રવાદનો જન્મદાતા હિટલર તરતના જન્મેલા બાળકને હોંશથી હિંચોળતો હતો. એને ખબર હતી કે એ રાષ્ટ્રવાદ એને શ્રીમંતશાહીથી સાંપડયો છે.

એણે એનો નામકરણ વિધિ કર્યો, "રાષ્ટ્રીય સમાજવાદ." ૧૯૨૦ ના પહેલા માસના પહેલા દિવસે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષમાં સાઠ સભ્યો હતા અને તેમાં હિટલરનો નંબર સાતમો હતો.

ફેબ્રુઆરીની ૨૪ મી તારીખે હિટલરે રાષ્ટ્રીય સમાજવાદી જર્મન મજૂર મહાજનની મ્યુનીચમાં સ્થાપના કરી. એણે મહાજન પાસે પચ્ચીસ મુદ્દાઓ ધર્યા.

"એ મુદ્દાઓ વડે જ આપણે વર્ગવિગ્રહ કર્યા વિના આપણા માલિકોનો હૃદયપલટો કરી શકશું" એણે સાર

સમજાવી દીધો.

"બરાબર છે." શ્રીમંતશાહી મલકી ઊઠી.

"સાચી વાત છે." મધ્યમ વર્ગના મોવડીઓએ મહોર મારી.

"હાસ્તો, આ સંજોગોમાં" ભણેલાં ગણેલાં ડાહ્યાંઓએ ડોક નચવીને કહ્યું.

"બરાબર જ હશે ને......નહિ તો આવા ને તેવા...... હિટલર જેવા બોલે કેમ?" કાયરો, ભ્રમિતો, અધકચરાંઓ ને બીધેલાંઓએ પાણીને ઘુંટડે વાત ગટકાવી દીધી.

મૂડીવાદ નાઝીબાવાને આગળ ધરી મોરચા માંડતો હતો.

"તમારા લાલવાવટા ઊંચા રાખો; તેમાંથી તમારો હથોડો ને દાતરડું ભૂંસાવા દો નહિ. તમારા સંગઠનની મુક્કી તૈયાર રાખો." સામ્યવાદ સમસમતો બોલતો હતો.

રાષ્ટ્રવાદ કારખાનાંના દરવાજે ટાંપતો ઊભો હતો, મજૂરોની ચાલીઓના નાકા પર લલચાવતો ખડો હતો. થોડાક બેકાર કામદારો રાષ્ટ્રીય સમાજવાદમાં ઝડપાઈ ગયા ને હિટલર સાથે જોડાયા, ને હિટલરનું શેઠિયા મહાજન મજૂર મહાજનના નામમાં જામતું ગયું.

પણ એમ લાંબો વખત ચાલ્યું નહિ. જરમન જનતાની ઊંઘ ઊડતી હતી. "અમારો વાવટો રાતો છે. અને અમારો વાદ સામ્યવાદ છે. અમારે અમારી બેડીઓ વિના બીજું કશું ગુમાવવાનું નથી અને નવી દુનિયા મેળવવાની છે." જરમન કામદારોએ છેવટે નાઝીબાવાને સંભળાવી દીધું.

જરમનીની પારલામેન્ટ રીસ્ટાગની ચૂંટણીનો દિવસ ૧૯૩૨ના નવેંબરનો છઠો હતો. ચૂંટણી જંગમાં હિટલર હાર્યો.

ઠેર ઠેર ફાસીઝમનો સામનો કરવાના સાદ સંભળાયા. સરઘસો નીકળ્યાં. હડતાલો પડી.

હિટલરના પક્ષે વીશ લાખ મત ગુમાવ્યા. સામ્યવાદી પક્ષે પાંચ લાખ મત વધારે મેળવ્યા. જનતા જાગી હતી. સમજી હતી. અને મૂડીવાદ સામે સામ્યવાદી મોરચા માંડતી હતી.

"હવે શું ?" હિટલર હાલી ઊઠયો.

"દિકરા ડરતો નહિ, તું તારે હાંકે રાખ. હજુ અમે હજારો એકર જમીનોના માલિક છીએ અને અમારાં ખેતર ખેડનારા મજૂરોનાં શરીર અને પ્રાણને મૂઠીમાં રાખીએ છીએ" જમીનદારો બોલતા હતા.

"અને હજુ અમે રાજવંશી ઉમરાવો, કાયદાને જોખનાર અદાલતના આસન પર છીએ."

"અને લશ્કર આખું અમે સંભાળીએ છીએ ......."

"અને અમારા કારખાનાંના ઉદ્યોગોના નફા જોઈએ ત્યારે રેડી દેશું." હાલી ઊઠેલા હિટલર પર આશા ને ઉત્સાહ વરસી રહ્યાં.

"એવો, એ હિટલર કેવોક કરામતી હતો!" મૂડી મલકતી અજબ બનીને ઉભી! "આવો અવતારી કયાંથી ડબકી પડયો ?" હિટલરની ઓળખ પ્રશ્નો પૂછી રહી. ને એની પાછળ ઈતિહાસ હતો.

"બા, મારા બાપા...... [illegible]ક અગીઆર વરસનો છોકરો એની માતાનું ઝબલું ઝાલ[illegible] બની પૂછતો હતો.

"તારા બાપા, બેટા!" માતાની નજર એના પોતાના બાળકથી બીતી હોય તેમ સંકોચાઈ ગઇ. મા નીચું જોઇને જ યાદ કરતી હોય તેમ બબડી, "હિટલર...હિટલર......હિટલર" ને પાછું ઉમેર્યું, "હું તો તારા બાપની નોકર હતી, દિકરા!" છોકરો સમજ્યા વિના અપમાન પામ્યો.

એને કંઈક સમજવું હતું પણ સમજાયું નહિ. કોઈ એની મજાક કરતાં હતાં, કોઇ એની દયા ખાતાં હતાં, બધાં એનાથી કંઇ સંતાડતાં હતાં, એવું એને લાગ્યું. એને બધાં પર ગુસ્સો આવતો; ઘણીવાર એ પોતાની સાથે પણ ગુસ્સેથતો.

પછી એ તરંગે ચઢતો. પછી એ એકલો એકલો વિચારતો. એ એનાં પોતાનાં દિવા-સ્વપ્નો રચતો ને તેમાં કોઇ વાર રાચતો ને કોઇવાર રડતો પણ ખરો. કોઈવાર એને લાગતું કે યહુદીઓ જ ખરાબ છે, ઘણી વાર એ કહેતો કે શ્રીમંતોનો જ દોષ છે. અને ક્યારેક તો એને આખી દુનિયામાં દોષ ઉભરાતા દેખાતા.

પણ પાછું એને વિયેના જવું પડ્યું; અને તેલ મજૂર તરીકે એણે શરીરશ્રમને ધિક્કાર્યો, શ્રમજીવીઓને ધીક્કાર્યાં,

ઠેર ઠેર ફાસીઝમનો સામનો કરવાના સાદ સંભળાયા. સરઘસો નીકળ્યાં. હડતાલો પડી.

હિટલરના પક્ષે વીશ લાખ મત ગુમાવ્યા. સામ્યવાદી પક્ષે પાંચ લાખ મત વધારે મેળવ્યા. જનતા જાગી હતી. સમજી હતી. અને મૂડીવાદ સામે સામ્યવાદી મોરચા માંડતી હતી.

"હવે શું ?" હિટલર હાલી ઊઠયો.

"દિકરા ડરતો નહિ, તું તારે હાંકે રાખ. હજુ અમે હજારો એકર જમીનોના માલિક છીએ અને અમારાં ખેતર ખેડનારા મજૂરોનાં શરીર અને પ્રાણને મૂઠીમાં રાખીએ છીએ" જમીનદારો બોલતા હતા.

"અને હજુ અમે રાજવંશી ઉમરાવો, કાયદાને જોખનાર અદાલતના આસન પર છીએ."

"અને લશ્કર આખું અમે સંભાળીએ છીએ......."

"અને અમારા કારખાનાંના ઉદ્યોગોના નફા જોઈએ ત્યારે રેડી દેશું." હાલી ઊઠેલા હિટલર પર આશા ને ઉત્સાહ વરસી રહ્યાં.

"એવો, એ હિટલર કેવોક કરામતી હતો!" મૂડી મલકતી અજબ બનીને ઉભી! "આવો અવતારી કયાંથી ડબકી પડયો?" હિટલરની ઓળખ પ્રશ્નો પૂછી રહી. ને એની પાછળ ઈતિહાસ હતો.

"બા, મારા બાપા......." એક અગીઆર વરસનો છોકરો એની માતાનું ઝબલું ઝાલી આતુર બની પૂછતો હતો.

"તારા બાપા, બેટા!" માતાની નજર એના પોતાના બાળકથી બીતી હોય તેમ સંકોચાઈ ગઇ. મા નીચું જોઇને જ યાદ કરતી હોય તેમ બબડી, "હિટલર...હિટલર......હિટલર" ને પાછું ઉમેર્યું, "હું તો તારા બાપની નોકર હતી, દિકરા!" છોકરો સમજ્યા વિના અપમાન પામ્યો.

એને કંઈક સમજવું હતું પણ સમજાયું નહિ. કોઈ એની મજાક કરતાં હતાં, કોઇ એની દયા ખાતાં હતાં, બધાં એનાથી કંઇ સંતાડતાં હતાં, એવું એને લાગ્યું. એને બધાં પર ગુસ્સો આવતો; ઘણીવાર એ પોતાની સાથે પણ ગુસ્સેથતો.

પછી એ તરંગે ચઢતો. પછી એ એકલો એકલો વિચારતો. એ એનાં પોતાનાં દિવા-સ્વપ્નો રચતો ને તેમાં કોઇ વાર રાચતો ને કોઇવાર રડતો પણ ખરો. કોઈવાર એને લાગતું કે યહુદીઓ જ ખરાબ છે, ઘણી વાર એ કહેતો કે શ્રીમંતોનો જ દોષ છે. અને ક્યારેક તો એને આખી દુનિયામાં દોષ ઉભરાતા દેખાતા.

પણ પાછું એને વિયેના જવું પડયું; અને તેલ મજૂર તરીકે એણે શરીરશ્રમને ધિક્કાર્યો, શ્રમજીવીઓને ધીક્કાર્યા,

જયુ લોકોને ધિક્કાર્યા. ધિક્કારનો માર્યો એ વિયેનાથી પાછો ફર્યો ત્યારે ૧૯૧૨ ની સાલ બેઠી હતી.

છેવટે ઉગારો આવ્યો ખરો એમ એને લાગ્યું, કારણ કે જરમન શાહીવાદ દુનિયાનાં બજાર પોતાના પુંજીપતિઓના નફા માટે જીતવા નીકળતો હતો અને યુદ્ધ આવતું હતું. ૧૯૧૪નું વિશ્વયુદ્ધ એને લલચાવી રહ્યું.

"અહા! યુદ્ધ! દુનિયાનું તુંજ ઉદ્ધારક છે!" એ હરખાયો. એ યુદ્ધની આરાધના કરી રહ્યો. આજે પણ એ યુદ્ધના આનંદને વિસર્યો નથી. શું કામ વિસરે! એને લોહીની ઉછળતી છોળોમાં આનંદ આનંદ હતો. "દુનિયા એમજ ચાલે–ચાલે છે–ચાલવી જોઈએ" એમ એ નિખાલસતાથી કહેતો.

એક દિવસ એ પાછલી રાતનો દિવો પેટાવી દુનિયાનો નકશો જોતો બેઠો હતો. એ એકલો હતો. તરંગે ચઢ્યો હતો. દિવા-સ્વપ્નો દેખતો હતો.

"એડોલ્ફ!......અત્યારે!" કોઈએ પૂછ્યું. એણે ઊંચું જોઈને નીચું ભાળ્યું. એ મશગુલ હતો.

"ક્યારનો કરે છે શું?" પાછો અવાજ બોલ્યો.

"કરું છું શું?" એણે ડોક ઉંચકી, "હું જરમનીની સરહદો ભૂંસી નાખું છું અને તેમને વિસ્તારું છું–દૂર, દૂર,–ઘણે દૂર." એ દૂર દૂર દેખી રહ્યો. એની આંખ સામે આવેલા યુદ્ધની પાછળ જરમન સામ્રાજ્યની વિસ્તરતી સીમાઓ દોડતી હતી.

"આપણું નામ લખી લો, કર્નલ લીસ્ટ!" પછી એ લશ્કરમાં પહોંચ્યો ને આનંદના ઉમળકાથી ઉભરાતો મોખરા પર પહોંચવાં ઉતાવળો થયો.

"કેવા ધડાકા ને કેવા ભડાકા! ફાટતા બોંબ ને ફૂટતી

ગોળીઓ! કેવો ચિત્કાર ને કેવી ખૂમરાણ! કેવાં લોહી ને કેવાં અંગછેદ! કેવી ઉતરડાઈ જતી આંખો ને લચી પડતાં શરીર! અને કોઈ આવાં, કોઈ તેવાં, દફનાયલાં ને નહિ દફનાયલાં મડદાંના ઢગ ને ઢગ!" એને જરમનીમાં જનમવાનો સાર પહેલી વાર જણાયો.

બીજાં ચાર વરસ વહી ગયાં. એટલામાં તો એણે અડતાલીસ લડાઇઓમાં ભાગ લીધો. કોઈ વાર ઘવાયો ને પાછો સાજો થયો ને પાછો મોખરાપર આવી ઉભો. પણ રણભૂમિ પરની ખાઇઓમાં એ બીજાઓ સાથે ભળતો નહિ, બીજાઓ એને ગમતા નહિ. બીજાઓ એને ગમતા નહિ, તેથી એ તેમને ગમતો નહિ. એ એકલો એકલો દિવાસ્વપ્નો દેખતો ને વારંવાર એના સરદાર મેજર, મેક્સ એમનને સલામો ભરતો અને તોય ઊંડે ઊંડે જોરથી માનતો કે મજૂરો ખરાબ છે, જયુ ખરાબ છે, ને એના સિવાયની આખી માણસ જાત ખરાબ છે.

પણ થાય શું! જરમની હાર્યું ને એના દુશ્મનો જીત્યા. ૧૯૧૮ના ઓગસ્ટની ૧૪ મી તારીખે નાસતી ટુકડીઓમાં એય નાસતો હતો. પણ ત્યાં તો ઝેરી ગેસની કોઠી ફૂટી. એણે માથાપરના ટોપને હાથ દઇને દાબ્યો ને ફરડી ખાતા ગેસથી બચવા મોઢે આંખે રબર લપેટયું.

પછી શું થયું? શી ખબર! એની અજાયબીની વચમાં એ ભાનમાં આવ્યો ત્યારે ઓકટોબરનો એકવીસમો દિવસ હતો અને એ પેસવોક દવાખાનાના એક ખાટલામાં પડયો હતો. એક અઠવાડિયું તો એમનું એમ પસાર થઇ ગયું પણ બીજે અઠવાડિયે એને આસપાસના અવાજ સંભળાવા લાગ્યા... ને કંઈ એના ફંટાળાનો ને ગુસ્સાનો પાર! એની આસપાસ સમાજવાદની

વાતો સંભળાતી હતી, અને કોઈ તો..."શાન્તં પાપં !" એણે બંને કાને હાથ દીધા. એને એમનાં મોઢાં જોવાંય નહોતાં ગમતાં.

કંઇ ઉકળાટ ! એની અંદર ઉથલ પાથલ થઇ રહી. હરામખોરોએ એનું મધુરું ને મીઠું સ્વપ્નું ભાંગી નાખ્યું. જરમની હાર્યું જ. એને સમજાઇ ગયું. અને તેમાં પાછા પેલા કેટલાક સામ્યવાદી ક્રાન્તિની વાતો કરતા હતા. એને સાચી રીતે આખી દુનિયા પર ગુસ્સો આવી ગયો. જરમન સામ્રાજ્યની એણે સેવેલી વિશાળ સરહદોના ભાંગીને ભુક્કા ઊડતા હતા.

પણ તેથી કંઈ ચિંતા કર્યે ચાલે છે ! એણે મન મનાવ્યું ને મનમાં ને મનમાં મશગુલ થઇ ગયો. એને કેટલાએ વિચારો આવ્યા ને ગયા. એણે કેટલાંએ દિવા સ્વપ્નો રચી નાખ્યાં ને રાચ્યો. એણે જેમ તેમ કરીને મન મનાવ્યું. એ બહારથી દિવાલ જેવો બનીને પોતાની અંદર ઉતરી પડ્યો.

પછી વરસો વહી ગયાં. એક દિવસ એ બેઠો હતો જાણે પરીઓનો દેશ જોતો હોય એવો. જાણે ન માની શકાય એવા-એવડા પર્વતોની હારોની હાર એની આંખો સામે ઉભરાતી હતી, જાણે મોટા રંગમંડપોના નાટારંભો જેવાં ખેતરો ને ઘરો ગોઠવાઈ ગયાં હતાં. જાણે આકાશમાં પેઠેલાં શિખરો ને મિનારાઓનાં માથાં રત્નજડિત હતાં અને તેમના પર સ્વર્ગનો ચાંદો પ્રકાશતો હતો. એ ને એવું બધું કેટલુંય એ જોતો હતો. એવું ને એથીય વધારે એની ઘેરાતી આંખના ઘેની મગજમાં દેખાતું હતું. કોઈ વાર તો એ ખાતો હોય ત્યારે ખાતાં ખાતાં એવું જોતો ને થોભી જતો. કોઇવાર એ વ્યાખ્યાન આપતો હોય ને બોલતાં બોલતાં એની આંખો સામે એવા પરિઓના દેશ દેખાઇ જતા. કોઈ કહેતા—એ અવધૂત છે. કોઈ કહેતા—

એ તો દેવનો દીધેલો છે, અને કોઇ કહેતા-એ જરમનીની ધરતીપર દાનવ જન્મ્યો છે. પણ એ સૌને કહેતો કે એને અંતરનો અવાજ સંભળાય છે. એને કોઈ દૈવી શક્તિ દોરે છે અને એ દુનિયાને બોલ્શેવિઝમમાંથી બચાવવા જન્મ્યો છે.

ધડાકા ધમી ગયા હતા, તોપો ચરી પરવારી હતી. ગોળા ફૂટી ગયા હતા, દારૂ ખૂટી ગયો હતો, હાથ થાકી ગયા હતા, તંતુઓ ઢીલા થયા હતા. અને મરવાયે માણસો જ જોઇએ ના! જર્મનીએ શબ બનીને સોડ તાણી હતી.

એ શબ પર મરેલાંની હતાશાના ઓળા ઉડતા હતા, ભગ્ન ઇચ્છાઓનાં ભૂત ભળતાં હતાં, કેટલાક છતી જીભે અવાક્ બન્યા હતા, કેટલીએ જોતી આંખો દેખતી નહોતી; કોઇ જડભરત બનીને હસતા હતા, કોઇથી રડવું રોકાતું નહોતું. સ્મશાન વિરાગ વીતરાગનો અંચળો ઓઢીને સુતેલાંઓની ચિરશાંતિની અદેખાઇ કરતો હતો.

એવા જરમન શબ પર જીવન સંધ્યા ઉતરતી હતી.

એવી જરમન મરૂભૂમિમાંથી પાછા વળેલા ધૂમાડાના ગોટા જરમન જીવન પર આવતા હતા.

એવા જર્મનીના સમરાંગણપરથી સુતેલાંઓને છોડીને લોહી લુહાણ જર્મન સેના પાછી ફરતી હતી અને જમીનના એક એક વારની કિંમત કબરોના પીરામીડ જેટલી ખરચીને આપલે કરી હતી તેની ભયાનક યાદ કરતી હતી.

જરમની હાર્યું હતું. હિંદથી મોકલાયલા શિખ સિપાઇઓની સોંઘી ગરદનપર સ્વાર થઇ ને બ્રિટન જીત્યું હતું.

ને હારેલા જરમનીને આંગણે સ્મશાન લીલા મંડાઇ ચૂકી હતી.

૧૯૧૯ના એપ્રિલની ઠંડી રાત હતી. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. વરસાલીમાં વિજેતાઓએ મહાજન ગોઠવ્યું હતું. હાર્યું હતું એટલે જરમનીને અપરાધીના પાંજરામાં હાજર થવાનું હતું.

વિજેતાઓના અશ્વમેધનું એ આમંત્રણ હતું. નરમેધ પછી જરમનીને હારેલો ઘોડો બનાવી એના અંગે અંગ પર સિંદુરીઆ સાથીઆ પૂરી તેમને કાપવાનાં હતાં ને પછી વિધિ પૂર્વક હોમવાનાં હતાં. વિલસન આચાર્ય હતો. કલીમેનશો અને લૉઇડ જ્યૉર્જ અધ્વર્યુ હતા ને એ આખા મેધનું નામ હતું 'વરસાલીની શાંતિ પરિષદ' શાંતિનો ઉપહાસ તો અનેકવાર થયો હતો, પણ આવો નહિં.

વરસાલીની શાંતિ પરિષદમાં જવાને અને અપરાધી તરીકે હાજર રહેવાને હારેલા જરમનીનું પ્રતિનિધિ મંડળ ૧૯૧૯ ના એપ્રિલની એક ઠરી જવાય તેવી રાતે ઉપડી ચૂક્યું હતું, અને વરસાલી નજીકના વોક્રેસોનના સ્ટેશન પર ઉતરતું હતું.

તેમને આવકારવા કોઇ આવ્યું નહોતું. ફોટો લેનારની ન સંભળાય તેવી પગલીઓ ચૂપકી સેવતી હતી, છાપાંના પ્રતિનિધિઓની ચૂપચાપ પૂછપરછ ચાલતી હતી અને પછી ડઘાઇ ગએલા ચહેરાઓ લઇને કાઉન્ટ વોન–બ્રોકડોર્ફ–રેનઝો તેના સાથીદારો સાથે સ્ટેશન બહાર ઉભી રહેલી મોટરકારોમાં ગોઠવાતો હતો. એવું હારેલા જરમનીનું પ્રતિનિધિ મંડળ વરસાલીમાં હોટેલ–ડી–રીઝરવોઇરસમાં ઉતર્યું હતું. એ હોટેલના વાડાની આસપાસ કાંટાવાળા તારની ઉંચી વાડ મઢી લેવામાં આવી

**ધુડાકા** થમી ગયા હતા, તોપો ચરી પરવારી હતી. ગોળા ફૂટી ગયા હતા, દારૂ ખૂટી ગયો હતો, હાથ થાકી ગયા હતા, તંતુઓ ઢીલા થયા હતા. અને મરવાયે માણસો જ જોઇએ ના! જર્મનીએ શબ બનીને સોડ તાણી હતી.

એ શબ પર મરેલાંની હતાશાના ઓળા ઉડતા હતા, ભગ્ન ઇચ્છાઓનાં ભૂત ભળતાં હતાં, કેટલાક છતી જીભે અવાક્ બન્યા હતા, કેટલીએ જોતી આંખો દેખતી નહોતી; કોઇ જડભરત બનીને હસતા હતા, કોઇથી રડવું રોકાતું નહોતું. સ્મશાન વિરાગ વીતરાગનો અંચળો ઓઢીને સુતેલાંઓની ચિરશાંતિની અદેખાઇ કરતો હતો.

એવા જરમન શબ પર જીવન સંધ્યા ઉતરતી હતી.

એવી જરમન મરૂભૂમિમાંથી પાછા વળેલા ધૂમાડાના ગોટા જરમન જીવન પર આવતા હતા.

એવા જર્મનીના સમરાંગણપરથી સુતેલાંઓને છોડીને લોહી લુહાણ જર્મન સેના પાછી ફરતી હતી અને જમીનના એક એક વારની કિંમત કબરોના પીરામીડ જેટલી ખરચીને આપલે કરી હતી તેની ભયાનક યાદ કરતી હતી.

જરમની હાર્યું હતું. હિંદથી મોકલાયલા શિખ સિપાઇઓની સોંઘી ગરદનપર સ્વાર થઇ ને બ્રિટન જીત્યું હતું.

ને હારેલા જરમનીને આંગણે સ્મશાન લીલા મંડાઇ ચૂકી હતી.

૧૯૧૯ના એપ્રિલની ઠંડી રાત હતી. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. વરસાલીમાં વિજેતાઓએ મહાજન ગોઠવ્યું હતું. હાર્યું હતું એટલે જરમનીને અપરાધીના પાંજરામાં હાજર થવાનું હતું.

વિજેતાઓના અશ્વમેધનું એ આમંત્રણ હતું. નરમેધ પછી જરમનીને હારેલો ઘોડો બનાવી એના અંગે અંગ પર સિંદુરીઆ સાથીઆ પૂરી તેમને કાપવાનાં હતાં ને પછી વિધિ પૂર્વક હોમવાનાં હતાં. વિલસન આચાર્ય હતો. કલીમેનશો અને લૉઇડ જ્યૉર્જ અધ્વર્યુ હતા ને એ આખા મેધનું નામ હતું 'વરસાલીની શાંતિ પરિષદ' શાંતિનો ઉપહાસ તો અનેકવાર થયો હતો, પણ આવો નહિં.

વરસાલીની શાંતિ પરિષદમાં જવાને અને અપરાધી તરીકે હાજર રહેવાને હારેલા જરમનીનું પ્રતિનિધિ મંડળ ૧૯૧૯ ના એપ્રિલની એક ઠરી જવાય તેવી રાતે ઉપડી ચૂક્યું હતું, અને વરસાલી નજીકના વોક્રેસોનના સ્ટેશન પર ઉતરતું હતું.

તેમને આવકારવા કોઇ આવ્યું નહોતું. ફોટો લેનારની ન સંભળાય તેવી પગલીઓ ચૂપકી સેવતી હતી, છાપાંના પ્રતિનિધિઓની ચૂપચાપ પૂછપરછ ચાલતી હતી અને પછી ડઘાઇ ગએલા ચહેરાઓ લઇને કાઉન્ટ વૉન–બ્રોકડોર્ફ–રેનઝો તેના સાથીદારો સાથે સ્ટેશન બહાર ઉભી રહેલી મોટરકારોમાં ગોઠવાતો હતો. એવું હારેલા જરમનીનું પ્રતિનિધિ મંડળ વરસાલીમાં હોટેલ–ડી–રીઝરવોઇરસમાં ઉતર્યું હતું. એ હોટેલના વાડાની આસપાસ કાંટાવાળા તારની ઉંચી વાડ મઢી લેવામાં આવી

હતી. જરમન પ્રતિનિધિમંડળ નજર કેદી બન્યું હતું. "એ તો તમારી સલામતી માટે જ છે" એમ કહેવાતું હતું.

વરસાલીની શાંતિ પરિષદની પહેલી બેઠક જાન્યુઆરીની ૧૮ મીએ વિજેતાઓની જ મળી ચૂકી હતી અને તેમાં જરમનીના હારેલા નસીબનો નિર્માયલો ખરીતો ઘડાઇ ચૂકયો હતો.

તે ખરીતો આ ખુલ્લી બેઠકમાં જરમન પ્રતિનિધિ મંડળને સોંપાયો તથા તે પર તેની પોતાની ટીકા આપવાની સૂચના અપાઈ.

જરમન પ્રતિનિધિ મંડળે હોટેલ-ડી-રીઝરવોઈરસમાં બેસીને પોતાની ટીકાઓનાં પાનાં ભરી ભરીને ટાઇપ કર્યાં કર્યાં, ને પેશ કર્યાં કે આપના ખરીતામાં પ્રેસીડેન્ટ વિલસનની ૧૪ કલમોનું નામ નિશાન દેખાતું નથી.

પછી ખરીતામાં નીચેની સૂચનાઓનો અસ્વીકાર કરવામાં આવ્યો. એલસેક-લોરીનમાં "પ્લેબીસાઇટ" કરવું, ડાન્ઝીગ અને મેમેલ તથા કોનીગ્સબર્ગને સ્વતંત્ર બંદરો ગણવાં અને સારની કોલસાની ખાણો ફ્રાન્સને સોંપી દેવાને બદલે ફ્રાન્સે વરસ દહાડે નક્કી કર્યા પ્રમાણેનો કોલસાનો જથ્થો લેવો. એ શરતો ઉપરાંત જરમનીની બીજી ઘણીય સૂચનાઓ ને વિનતિઓ વિવેકનો દેખાવ પણ કર્યા વિના ફેંકી દેવામાં આવી.

પછી જૂનની ૧૬ મી તારીખે કાઉન્ટ વોન-બ્રોકડોર્ફને સલાહનો ખરીતો સોંપવામાં આવ્યો તથા સમજાવવામાં આવ્યું કે એક અઠવાડિયામાં જ એ બધી શરતોનો સ્વીકાર થશે નહિ તો મિત્રરાજ્યોનાં લશ્કર જરમની પર કૂચ કરશે.

જરમનીએ શરતો સ્વીકારી, ખરીતા પર હેર-જરમન મુલરના નામે સહી કરી. એમ વરસાલીની શાંતિ પરિષદ નવા

ને ત્યારે ભયાનક સંગ્રામનો પાયો નાખી પૂરી થઈ હતી.

"કંઈ થઈ ગયું.....પણ હવે શું ?" જરમનીમાં ઘેર ઘેર એક જ સવાલ ચર્ચાતો હતો. જરમન જુવાનો લડાઈ માટે ખાસ નક્કી થયેલી ચા પીતાં હતાં ને બટાકાના લોટમાંથી ખાસ તૈયાર થએલા બિસ્કીટની કિનારીઓ કરડતાં એ જ એક સવાલને એક બીજાના ચહેરામાં જોઇને ઉકેલવા મથતાં હતાં.

"કંઈ થશે.....ઠીક થશે" વિચારતાં ને ચાવેલું વાગોળતાં હોય તેવાં કોઇ આખા દિવસનાં થાકેલાં બારી બારણાં બંધ કરીને ખાવા દોડતા જગતનાં કમાડ અડકાવી દેતાં હોય તેમ આડાં થતાં હતાં ને પથારી પરની છત પર નજર ફેરવતાં માનતાં હતાં, મન મનાવતાં હતાં...

અને મંદિરોના ઘંટાનાદ અફળી ગયા પછી, જરમન ભગવાન જરમનીના પક્ષમાં છે ને વિજય અપાવવાનો છે એવી વાતો કર્યા પછી ઇસુનાં પૂજારીઓ પણ અવાક્ બનીને કોઇ સાંભળી ન જાય તેવી રીતે ચૂપચાપ ગણગણતાં હતાં કે "જેવું સ્વર્ગમાં છે તેવું પૃથ્વી પર થશે" ને પછી પોતાના ખાનગી બોલ કોઇ સાંભળી તો નથી ગયું, તેવી બીકથી પીઠ પાછળ જોતા હતા!

"અને આપણે સોગન નથી ખાધા શું ? આપણે રશિયાની સરહદપર સમાન સાથીદારીની વાત કરતા ને હથિયાર મૂકી હાથ હલાવતા લાલ સૈનિકોને કોલ નથી દીધા શું ?" લડાઇમાંથી તાજા પાછા ફરેલામાંથી એક રેસ્ટોરામાં ગોળમેજી પરિષદ કરીને બેઠેલામાંથી એક તાકી તાકીને પૂછતો હતો.

"આપણે આપણી ખાઇઓમાં એક બીજા પર ઢગલો થઈને પડતા ત્યારે, કારતુસોની ઝડીઓ ઝીલતા ત્યારે, લશ્કરી

પડતા આંતરડાને પકડીને થંભી ગએલા, ને લચી પડેલા ચહેરાને ખોળામાં ઢાંકી જીવી રહેલા આપણા દોસ્તોને પણ આપણે કોલ નથી આપ્યા શું ?" બીજો જવાબ આપતો હતો ને દરેક શબ્દ પર ભાર દઇને ઉમેરતો હતો, કે "આપણે ઘેર જઇને માલિકોની સરકારને ફગાવી દેશું."

"આપણે બળવો કરશું" ગોળમેજીમાં અવાજ ગુંજતા હતા.

એવાં ઘર ઘરમાં અને હોટેલોમાં, રેસ્ટોરાંમાં, રસ્તાઓ પર ને એકાંતમાં અનેક સંમેલનો મળતાં હતાં, આવેશમાં બોલતાં હતાં, ને આવેગથી ઉચ્છળતાં હતાં.

સૌ એક થતાં હતાં. જરમનીમાં નવું ડહાપણ સૌની સંમતિ લેતું હતું. જેમાં લડાઇ ન હોય તેવી ડાહી દુનિયા રચવામાં સૌ એકમત થતું હતું. જાણે જરમન જીવનમાંથી ધિક્કાર જતો રહ્યાં હતો, પ્રેમ પણ પરવારી ગયો હતો. ભૂખનો એક જ આવેગ જીવતો જાગતો ઘૂમતો હતો.

"શી ખબર, ભૂખમાંથી શું સળગશે......!"

જરમનીની લશ્કરી સરકારને નવી ચિંતા પેઠી. હતાશ થએલા જરમન જીવનમાં તેને કંઈ સળવળતું ને સળગી ઉઠે તેવું લાગ્યું. લશ્કરી સત્તાવાળાઓએ હુકમો છોડયા. કેટલાએ ુવાનોને જરમની બહાર ઓસ્ટ્રિયામાં ચાલ્યા જવાના હુકમો મળ્યા, બીજાઓ બરાકોમાં પૂરાયા, કેટલાકોને પોલીસ ચોકી પર રોજની હાજરી આપી જવાનાં ફરમાન સોંપાયા.

"તમે ભાગો, નહિ તો પકડાઇ જશો; એ લોક તમને જ ખોળે છે" અન્સ્ટ ટોલરને એક આયાએ સમાચાર આપ્યા. હોસ્પીટલના બિછાનામાંથી એક નંબરનો દરદી ગુમ થઇ ગયો ને તાવથી ધીખતો બરલીન પહોંચવા ગાડીમાં બેસી ગયો.

"ઇસનેર પણ આવ્યો છે!" બરલીનને બારણે જ એને કોઇએ કહ્યું.

"ઇસનેર પણ......મ્યુનીચથી!" એ ઉતાવળો થયો. એક ટેક્સી બે જણને લઇને ઝડપભેર બરલીનના બજારમાં દોડી રહી. એની આંખ આગળ ઇસનેરનું ચિત્ર રમી રહ્યું. એણે–ઇસનેરે યુદ્ધની શરૂઆતથી તેનો વિરોધ કર્યો હતો અને તેને શાહીવાદી લૂંટારાઓનું યુદ્ધ કહ્યું હતું. પણ કોઇને એની વાત ગમી નહિ, સોશિયલ ડેમોક્રેટોને પણ. એ પણ સોશિયલ ડેમોક્રેટ એના પોતાના પક્ષને ખૂંચવા માંડયો. પછી એ જેલમાં પડયો ને છૂટયો. પછી એના જેવા બીજા સોશિયલ ડેમોક્રેટ પક્ષમાંથી છુટ્ટા પડીને સ્વતંત્ર સમાજવાદી પક્ષ બનાવીને બેઠા, ને એ મ્યુનીચમાં. આજે એ બરલીનમાં આવ્યો છે તો 'ઠીક થયું, મળાશે ઘણે દિવસે...'

પછી બરલીનના એક આવાસમાં એક ખાનગી બેઠક મળી. રોઝા પણ હતી, ડોક્ટર કાર્લ લીબનેટે બધા સાથે થોડીક મસલત કરી, ને સૌ છુટ્ટાં પડયાં.

"તમે મ્યુનીચ આવો છો ને!"

"ક્યારે?"

"કાલે જ." ઇસનેરે ટોલરને તાકીદનું આમંત્રણ આપ્યું ને ઉમેર્યું: "મ્યુનીચમાંથી જ શરૂ થશે,"

પછી તરત જ મ્યુનીચના કામદાર લત્તાઓમાં લાલ પત્રિકાઓ ફરફરતી થઈ ગઇ. એક જ દિવસમાં અનેક સભાઓ મળવા લાગી. ઇસનેરે કામદારોની સભાઓમાં જોરશોરથી આહ્‌વાહન આપવા માંડ્યું. મ્યુનીચમાં આવેલો જુવાન કવિ ટોલર પણ તેમાં હાજર હતો. એની કલ્પનાએ ભાવિમાં વણાતાં વિકરાળ નાટકો જોઇ નાખ્યાં. એને ઇતિહાસની રંગભૂમિ પર ઇતિહાસ રમવા નીકળેલો લાગ્યો.

પછી એક દિવસે ક્રીલના દશહજાર કામદારોએ હડતાલ પૂકારી.

"આવે વખતે! સરકાર ને દેશ કટોકટીમાં હોય ત્યારે!" સોશિયલ ડેમોક્રેટ્સ ચિડાયા. લશ્કરી સત્તાવાળાઓનો રોષ માયેછ નહિ. ક્રુપના કામદારો પહેલે જ દિવસે નીકળ્યા હતા. હડતાલ જોરથી ફેલાતી જતી હતી. એક મોટી વિશાળ સભામાં કામદારો એકઠાં થતાં હતાં. ઇસનેર બોલવાનો હતો. ઇસનેર સાથે બીજા કામદાર નેતાઓ આવવાના હતા. સોન્જા-લર્ચ દોડતી આવી, ને ભરસભામાં ઉતાવળી પેઠી. "ટોલર! ટોલર! બધા જ પકડાઇ ગયા છે, અધરાતના..." સોન્જા ટોલરના કાનમાં બોલી રહી.

"બધા કોણ?" ટોલર જોઇ રહ્યો.

"ઇસનેર અને બીજા." સોન્જા હાંફતી હતી, "અને મેં છેવટનો નિશ્ચય કર્યો છે."

"શો?"

"મારા ધણી સાથે કજિયો કરીને આવી છું, છેવટનો. મ્યુનીચના એ મહા વિદ્વાનને આપણી પ્રવૃત્તિઓ દેશદ્રોહી લાગે છે."

"ઠીક કર્યું." ટોલરે વિચારી જોયું: "મારા ઓરડા પર આવજે, પોલીસને હજુ મારા આવાસની ખબર નથી પડી."

" ભલે. "

પછી સભા પૂરી થઇ હતી. સભામાં જ પોલીસે કેટલાક કામદાર નેતાઓને હાથકડી પહેરાવી અને ટોલર તથા સોંજાની શોધ કરી, પણ બન્ને છટકી ગયાં હતાં.

" ટોલર ! ટોલર !....... " મધરાતે સોંજા-લર્ચે કવિને ઢંઢોળી રહી.

" શું ! ભય ? " ટોલર ઝબકીને બેઠો થઈ ગયો.

" ના, ના. મને ચેન પડતુ નથી. મને ઉંઘ જ આવતી નથી. "

" બન્ને હાથે માથું દબાવીને...... " આખા દિવસના થાકેલા ટોલરે ઝોકતાં કહ્યું.

"પણ મને સ્પારટેકસના જ-ઇસુ પહેલાં સો વરસ પર ગુલામોના મુકિત જંગમાં ખપી ગએલો તેના જ-વિચાર આવે છે--" સોંજા જોઇ રહી. "તે લીબનેટ ને રોઝા વાળુ સ્પારટેકસ લીગ અને આપણો અહીંનો ઇન્ડીપેન્ડંટ સમાજવાદી પક્ષ બન્ને અંદરખાનેથી તો એક જ ને ?"

"બન્ને એક. સામ્યવાદી......નામ જૂદાં. " કવિએ સમજાવ્યું.

"તો આપણાય એ જ હાલ થવાના છે, જેવા સ્પારટેકસના ......" સોંજાએ બાધેલી નજરે છત પર જોયું.

"ના," કવિ હસ્યો. એણે સોંજાની પીઠ પર હાથ ફેરવતાં દિલાસો દીધો, "સ્પારટેકસની ગુલામોની સેના તો બધે વિજય કર્યા પછી રોમ પર ચઢાઈ કરતાં, રોમને દૂરથી દેખીને જ ડરી ગઈ હતી કે, માલીકોના મહાનગર પર......! ને આપણે તો માલીકોનાં નગર પર ચઢવાનાં છીએ ને આપણી શ્રમજીવીઓની સર-

કાર સ્થાપવાનાં છીએ. આજ સુધી જેવું સ્વર્ગમાં છે તેવું પૃથ્વી પર થશે, એવી આપણે રાહ જોયા કરી. હવે તો જેવું રશિયામાં છે તેવું અહીં ઉતારવાનો આપણે નિરધાર કર્યો છે. આપણે સ્પારટેક્સ પછીનો બે હજાર વરસનો અનુભવ એકઠો કર્યો છે."

"મારા પતિ પણ એમ જ કહેતા......" સોંજાએ કવિની નજર સાથે નજર મેળવી.

"શું?"

"કે જેવું સ્વર્ગમાં છે તેવું પૃથ્વી પર થશે...આપણે કોમ્યુનિસ્ટો નાહકનાં અધીરાં થઈએ છીએ......"બોલતી સોંજા મજાકમાં હસી; કવિ પણ હસી પડયો. પણ એણે સોંજાને એકાએક ઉદાસ થઈ જતી જોઈ.

"સોંજા! સૂઇ જા......ઉજાગરાથી થાક વધે છે ને માથાના ધબકારા......" ટોલરે સોંજાને સુવાડી દીધી. સોંજા સૂઇ ગઈ.

અને પાછી ઊઠી કવિના ઊંઘતા માથા પાસે રજા માગી રહી, "હું જાઉં છું......જઈ આવું."

"ક્યાં?" પાછો ટોલર ચમકીને જોઇ રહ્યો.

"એમની પાસે. હું એમને ધિક્કારીને ભાગી આવી તે મને સાલે છે. હું એક જ વખત એમને મળી આવું.......હું નીકળી ત્યારે એમને થોડોક તાવ પણ હતો. મારા વર્તનથી વધી ગયો હશે. ટોલર! એ મને ખૂબ ચાહે છે. એક વખત.......એક જ વખત એને જોઉં એટલે.......પછી આવીશ તે કદિ નહિ જાઉં ..." સોંજા અધીરી જોઇ રહી, "હું જાઉં છું." ને બારણા તરફ વળી.

"પણ હજુ તો બે જ વાગ્યા છે, ને તું સલામત નથી."

"હમણાં જ પાછી આવું છું." ન સાંભળ્યું હોય તેમ

સોંજા બારણું ખોલી રહી.

"છે કે?" ખોલેલા બારણાની લગોલગ આવેલા બે સંગીનધારી પડછાયાનો અવાજ સોંજાને અટકાવી રહ્યો.

"કોણ?" સોંજા ઠરી જતી બોલી.

"ટોલર સાહેબ" બોલતાં એકે બીજું બારણું પણ ખોલી નાખ્યું. ટોલર પથારીમાંથી કૂદ્યો ને આગળ આવ્યો, "કોણ છો?"

"હાથ ઉંચા!" જવાબ આવ્યો.

બન્ને ગિરફ્તાર થયાં હતાં.

પછી સ્ટેડેલહીમ કારાગારમાં ચોથે દિવસે સોંજાના શરીરને મુક્તિ મળી કારણ કે એણે એમનું રટણ કરતાં ફાંસો ખાધો હતો!

**કીલના** ખલાસીઓએ પહેલ કરી. કૈસરનાં સગાં બાળકો જેવા કીલના ખલાસીઓએ નવેંબર ૧૯૧૮માં બળવાનો પહેલો વાવટો ફરકાવ્યો. એક સામટી છસોની ગિરફતારી થઈ પણ જહાજોની લંગાર હતી ત્યાં થંભી ગઈ.

પછી તેમણે જહાજો છોડીને કિનારા પર પગલાં માંડયાં. બંદર પરના મજૂરો તેમની સાથે જોડાઇ ગયા. કેદખાનાને તોડી નાખ્યાં, ને તેમણે કીલનો કબજો લીધો. જરમનીમાં ક્રાન્તિની શરૂઆત થઇ.

અને પછી મ્યુનીચ, હેનોવર, હેમબર્ગ, રાઈનલેન્ડ અને બરલીને પણ બળવાનો લાલ વાવટો ફરકાવી દીધો. નવેંબરના નવમા દિવસે બરલીને બળવો પૂકાર્યો. નવાકાળને દેખતો ગઈ-કાલના કાળપુરૂષ કૈસરે હોલેન્ડ જવા હોડી હંકારી દીધી.

જરમનીના પાટનગર બરલીનમાં કારખાનાના સંચા સ્થિર થઈ ગયા. બધી દિશાઓમાંથી લાલ વાવટાવાળાં જૂથ બરલીનમાં ઉભરાતાં થઇ ગયાં.

બધાં જ જોડાયાં હતાં. સફેદ વાળ ફરકાવતાં વૃદ્ધ મજૂરો ને મજૂરણો પણ આજે દારૂગોળાનાં કારખાનાનાં કમાડ અડકાવી અને સતત ફરતાં ચક્કરોને અવાક્ બનાવી દઈ જોડાઇ ગયાં હતાં, લડાઈના ઘવાયલાં પણ એક હરોળમાં આવી ઉભાં હતાં. પાછા

ફરેલા સિપાઈઓએ પણ સાથીદારી નોંધાવી હતી.

બરલીન હિલોળે ચઢયું હતું ને તેને જોતાં સ્થાપિત હિતો સમસમતાં હતાં, કાયરો કકળતાં હતાં, સોશિયલ ડેમોક્રેટોને પણ આવું તો ગમતું જ નહોતું. તે તો બિચારા વિનીતો ચેનસેલર પ્રીન્સ મેક્સ સાથે રાજાશાહીને બચાવવાની મસલત કરતા હતા ને ત્યાં એકાએક આ લોકોએ આવું કરી નાખ્યું.

બરલીનના બજાર પર શાંત સરઘસ ચાલતાં થયાં. ક્રાન્તિગીતો ગવાતાં નહોતાં, બ્યુગલો ફુંકાતાં નહોતાં, માગણીઓના નાદ ગાજતા નહોતા, બધાં શાંત આગળ વધતાં હતાં. ભયંકર મૌન ભયાનક કોલાહલ જગવતું કૂચ કરતું હતું.

મીકફર બરાક આગળ બધું અટકયું. દરવાજા બંધ હતા. બારીમાંથી, જાળીમાંથી, બાંકારામાંથી રાઈફલોની અણીઓ દેખાતી હતી. મશીનગનો ગોઠવાઇ ગઈ હતી. એ મારણ યંત્રો પાછળ જાણે મંત્રમુગ્ધ બનેલાં માનવપ્રાણીઓ હુકમની રાહ જોતાં ગોઠવાયાં હતાં.

"શું થશે ! ...... શી ખબર ?" બરાકો બહાર થંભીલી માનવતાના શ્વાસ થંભીને ઉભા.

તોપો ને રાઈફલો પાછળથી જીવત હાલ્યું. એક હીલચાલ થઈ. એ હીલચાલ માનવતાના વિકાસમાં ક્યારેક જ થતી હોય છે. સાનકી જેવાં માનવીઓના તંતુઓમાં એક આંદોલન થડકતું થયું. મારણયંત્રો પાછળની માનવ હરોળોમાં એક અવાજ ધીમેથી ગુંજી રહ્યો. "એ આવ્યાં છે તે,......એ બધાં શ્રમજીવીઓ, એ બધાં ભૂખે મરતાં, એ બધાં......એ આપણાં જ ભાઈ ભાંડુઓ ના !'

બરાકના બાંકારામાંથી, જાળીઓમાંથી, બારીઓમાંથી

રાઈફલો કે તોપો ફૂટી નહિ. અમલદારોના હુકમો શાંત તોપોમાં અથડાઇને તેમના જ કપાળમાં પાછા અથડાયા. આજ્ઞાધારકતાએ માથામાં વાગે તેવી ના પાડી દીધી.

બરાકનાં બારણાં ખૂલી ગયાં. બરાકના શિખરપરનો શાહી વાવટો મરડાઇ પડયો ને લાલ વાવટો ફરકવા માંડયો. શાહી મહાલયના રંગમંડપમાંથી લીબનેટે જર્મન સોશિયાલિસ્ટ રીપબ્લિક જાહેર કર્યું.

એકલો કોનીગ એના કૈસરને વફાદાર રહ્યો ને સામનો કરતો મરણ પામ્યો. બીજા બધા હાથ ઉંચા કરીને હથિયારો મૂકીને શરણે આવ્યા. કૈસરનો ભાઇ પ્રિન્સ હીનરીચ નીકળી નાઠો.

પણ લોકોને સરકાર ક્યાં જોઇતી હતી! તેમને તો શાંતિ જોઈતી હતી અને સરકાર સાંપડી પડી! તેમને તો શાંતિનો ખપ હતો ને હાથમાં સરકાર આવી ગઈ. હવે?

પોટસડામમાં શહેનશાહ બાનુ એનાં બાળકોને સોડમાં દબાવી બેઠી હતી. એને દરેક પળે પેલા બળવાખોરોની ગોળીથી છાતી વિંધાઇ જતી લાગતી હતી. એને ઝરીનાની જેમ ઝબ્બે થઈ જવાનો રોમાંચ થતો હતો.

પણ ત્યારે પેલા આવ્યા અને તેમણે કહ્યું કે અમારે તમને મારવા નથી પણ તમારું રક્ષણ કરવું છે. પછી તેમણે અમલદારોને વિંધ્યા નહિ પણ તેમના પોશાક ને ઇલ્કાબ જ પડાવી લીધા. અને પછી એ પેલાઓને જ પેટ ભરીને પસ્તાવું પડ્યું.

નવેંબરની ૭ મીએ કીલે શરૂઆત કરી હતી. રાજા નાસી ગયો હતો. બાવેરિયા એ બળવાખોરોના હાથમાં આવ્યો

હતો. બાવેરિયન ફ્રિસ્ટેટ જાહેર થયું ને ઈસનેર તેનો પ્રમુખ નિમાયો. અર્ન્સ્ટ ટોલર ઉપપ્રમુખ બન્યો હતો.

ડિસેંબરમાં બધી ક્રાન્તિકારી સમિતિઓ બરલીનમાં ભેગી મળી. એક રાતમાં સરકાર હાથ આવી હતી તેને સંભાળાઈ નહિ. ચૂંટણીના પરિણામ પર બધું છોડાવા માંડયું. મધ્યસ્થ સમિતિની સરમુખત્યારી નકારાઇ. કાર્લ લીબનેટ અને રોઝા લકઝુંબર્ગે પરિષદને સમજાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તેમને કોઇએ સાંભળ્યાં નહિ. સોશિયલ ડેમોક્રેટોએ ક્રાન્તિને પારણામાંથી જ દૂધપીતી કરવાનું કાવત્રું કર્યું.

તેમણે એક લોકપ્રતિનિધિ સમિતિ નીમી. સમિતિએ સરકાર નિમવાનું શરૂ કર્યું. સરકાર નિમાઈ અને સમાજવાદી બુરખામાં પોતાની ભદ્ર જાત છૂપાવી રહી. એ નવી સરકારે બોલશેવિઝમમાંથી બચવા જુદા પડેલા લશ્કર પાસે મદદ માગી.

રોઝા અને લીબનેટે આ નવી સરકારનો સામનો કરવા લાલ હરોળો ગોઠવી. જરમનીના રસ્તાઓ થોડા દિવસ ધમધમી ઊઠયા. નવી સોશિયલ-ડેમોક્રેટ સરકારે સેનાપતિ વોન લુઝને લડવા મોકલ્યો. લીબનેટ ને રોઝાના સ્પારટેકીસ્ટ લીગની હાર થઈ. રોઝા લકઝુંબર્ગ અને લીબનેટ પકડાયાં ને તેમને વિંધી નાખવામાં આવ્યાં. રોઝાના શરીરને તો કરપીણ રીતે કચડી નાખીને લેન્ડવેર કેનાલમાં નાખી દેવામાં આવ્યું.

બેવેરિયામાં પણ એવું જ બન્યું. ડામટ ખૂલ્લી મૂકાઇ, તે જ દિવસે ડામટમાં જતા ઈસનેરને આરકોએ વિંધી નાખ્યો, અને ડામટમાંજ ઇસનેરના ખૂન માટે એને એક મજૂરે વિંધી નાખ્યો. બીધેલી ડામટ પાછળ લટકાવેલા કોટ અને ખિટીએ ટિંગાડેલી ટોપીઓ મૂકીને વિખરાઈ ગઇ.

કબજે કર્યું; પણ પાછો રંગ બદલાયો. મજૂરોનાં જૂથનાં જૂથ નીકળી પડયાં. પાછા રસ્તા છંટાયા. તપાવી રાખેલાં એન્જીનો જોડી ભદ્ર લશ્કરના અમલદારો સ્ટેશનમાંથી ગાડીઓ દોડાવીને નાઠા. પાછી નવી સરકાર સ્થપાઇ. એ સરકારના પદવીધારીઓ બધા સામ્યવાદીઓ હતા. એ સરકારનું નવું રચાયલું સોએ સો ટકા શ્રમજીવીઓનું હતું.

નવી સરકારે બધા બળવાખોર કેદીઓને છોડી દીધા. બધા સંઘરેલા ધાનના ભંડારો કબજે કર્યા. બધાં મવાળ છાપાં-ઓને બોલતા બંધ કર્યાં, પણ કોઇને વિંધ્યા નહિ, કોઇને ગિરફતાર પણ કર્યા નહિ.

હોફમેનની ભદ્ર સરકાર બામ્બર્ગ નાઠી અને ત્યાંથી માલિકશાહીને સાદ કરી રહી, લશ્કરવાદને લલચાવી રહી અને વીમરની રીશ સરકારનો સાથ માગી રહી.

પછી એપ્રિલની ૧૫ મીએ લેવીન એક મજૂરોની સભાને સંબોધતો હતો, ત્યાં એકાએક “એલાર્મબેલ” વાગ્યો. વાગ્યો ને વધતો ગયો. વકતાનો અવાજ ઊડી ગયો. સાંભળનારાંને શોષ પડયો. ચોકીદારોએ રાઇફલો જોરથી પકડી.

પાછી ભદ્રોએ ચઢાઇ કરી હતી. પાછાં માલિકશાહીનાં લશ્કરો સ્ટેશન કબજે કરતાં હતાં.

“ડાશુ, ડાશુ...” એક લાલ મજૂર ખભા પરની બંદુકના વજનથી ટેકવાઇ રહેતો આંખો ફોડીને બોલ્યો ને પછી બાંધેલી ખોપરી પર હાથ દેતો બેસી પડયોઃ “ઘવાયો છું... મરું છું.”

“પણ ત્યાં છે કોણ?”

“ટોલર.” મરતો બોલ્યો.

સુધી ભદ્રલશ્કરો આવી પહોંચ્યા છે" સમાચાર આવ્યા. સંગ્રામ સમિતિ આઘાત પામી એકબીજાની આંખમાં ભયથી દેખી રહી.

અને એક ઉતાવળો આવ્યો. આવીને ચીસ નાખીને બોલ્યો, "ભદ્રલશ્કરે સ્ટેશન લીધું છે ને આગળ વધે છે..... આગળ વધે છે." આખા મકાનમાં એની બૂમ ત્રાસ વરતાવી રહી. કારખાનાની કામદાર સમિતિઓ સામે દેખાતા વિનાશનો વિચાર કરવા છેલ્લીવાર બેઠી અને તેમણે મ્યુનીચના લોકો જોગ સામનો કર્યા વિના ભદ્ર લશ્કરોને શહેર શરણે કરી દેવાનું જાહેરનામું બહાર પાડયું.

"એક સાથે એકવીસ......" મ. રોનાં વિખરાતાં ટોળામાં દબાયેલા અવાજો બોલતા હતા.

"શું?"

"નિશાળની દિવાલ પાસે ખડા કરી વિંધી નાખ્યા!"

"એ તો પાશેરામાં પહેલી પૂણી છે. સામ્યવાદી બધા મજૂરોને......"

દરેકને પીઠ પાછળ દિવાલ અડકતી લાગી; દરેકના કાનમાં બંદુકનો અવાજ ગુંજતો લાગ્યો; દરેકની કલ્પનાએ વિંધાઇ ગએલી છાતીમાંથી લાલ ધોધને પથરાતો દેખાડયો.

મ્યુનીચમાં બંધ બારણાં બળજબરીથી ખોલાયાં, અવાજો દબાઇ ગયા, ચીસો સંભળાઇ ને હોલવાતા પ્રાણ સાથે હોલવાઇ ગઇ..

મરેલાંના ઢગમાં એક જણે ઓળખી કાઢી હતી ને નીચો નમીને આંખોને ઉતરડી નાખે તેવો દેખાવ દેખતો બબડતો હતો. "આ! આ તો, જ્યુ કલાકાર... હજુ વીશ વરસનીય થઇ નહોતી ને લાલ બની ગઇ"! પછી એણે દમ સારવા ગજવામાંથી

સીગરેટ કાઢી ને અંધારામાં દિવાસળી સળગાવી. અંધારામાં મરણના પડછાયા અટ્ટહાસ્ય કરતા હતા ને એને અવાજ સંભળાયો, " હાથ ઉંચા ! "

પિસ્તોલ ધરીને એક આકૃતિ ઉભી હતી ને કોઈ મડદું પોતાની જાતને ભૂલથી જીવતું ધારી ઉભું થઇ ગયું હશે એમ ધાર્યું. પેલાએ હાથ ઉંચા કર્યા વિના સીગરેટનો દમ ખેંચ્યો ને તડાયલી પિસ્તોલ ફૂટી.

"આપ ડાન્યુબથી પાછા હટી જાવ!" કવિ ટોલર કરગરતો હતો અને એની માનવપ્રેમની વિનવણીને ટોલ્લે ચઢાવતાં ભદ્રલોકનાં ધોળાં લશ્કરો મ્યુનીચ પર ચઢતાં હતાં. રીશે મદદ મોકલી હતી. બેંબર્ગથી ટુકડીઓ આવી હતી.

સામ્યવાદીઓનાં માથાં સમાનતા ને સાથીદારીના વિચારો સેવી ગેરકાયદેસર બન્યાં હતાં ને તેથી ઉતારી લેવાતાં હતાં.

ત્યારે એડોલ્ફ હિટલર પણ મ્યુનીચમાં જ હતો. ને શું કરતો હતો? તેની વિગત કોઇને ખબર નથી. માત્ર એણે પોતે એના સંસ્મરણોમાં એટલું જ કહ્યું છે કે એને મોટાં ભરાવદાર ને ભયાનક ત્રણ લાલ સૈનિકોનો ભેટો થયો હતો. ત્રણે જણ એને પકડવા ને પછી પૂરો કરવા એના તરફ આવતા હતા; પણ એણે આંખ કાઢી, ને પછી પેલા બીધેલા ત્રણે લાલ સૈનિકો કંઈ ભાગ્યા છે!

પછી તો ૪૧ મા નંબરની ભદ્રલશ્કરની રેજીમેન્ટ મ્યુનીચના મધ્યમાં ફરતી થઈ ગઇ. પછી એમના વિજયી પગલાં પર શ્રીમંતોના આવાસમાંથી ફૂલોનો વરસાદ વરસ્યો.

ત્યારે એ જોતો ને મલકાતો હિટલર પણ એક બારીમાંથી ડોકાતો ઉભો હતો. ઉભેલો ધોળી ટુકડીઓની કૂચકદમ દેખતો હતો, દેખતો વિચારતો હતો: "કામદાર ભગવાનો પરાજય

પામ્યા છે ને બાવેરીઆની ગાદી ખાલી પડી છે! એને બાવેરીઆ નવા માલિકને સ્વીકારવા આતુર ઉભેલું દેખાતું હતું. કાર્લ માકર્સ બાવેરીઆની આગેવાની પરથી ઉતરી પડ્યો હતો, "ને નિત્શે...... અને હું!" એ શરમાઇ પડ્યો.

પણ પછી એણે શરમ છોડીને યુદ્ધમાંથી પાછા ફરેલા સૈનિકોમાંથી કેટલાકની ભાઇબંધી બાંધવા માંડી. એની આંખમાં નવી આશા ફૂટવા માંડી. એણે પેલા ત્રણ લાલ સૈનિકોને નસાડી મૂકવાની વાત હવે ખાનગી રાખી નહિ. સૌએ કહ્યું કે હિટલર સાચો છે. હિટલરને એ સૌના અગ્રણી થતાં વાર નહિ લાગી. પછી રાજકીય વિચારોના શિક્ષણ માટે લશ્કરી વડાઓએ ખોલેલા એક વર્ગમાં જવાની હિટલરને પરવાનગી મળી.

પછી એક અંધારી રાતે એનું આત્મમંથન જાગ્યું: "મ્યુનીચમાં તો દરેક જણ પોતપોતાનો રાજકીય પક્ષ સ્થાપતો હતો ને નેતા બનતો હતો; અને એ પોતે...!"એને સંતોનાં સ્વપ્ન આવ્યાં." સૌ એને પૂજે, ને પછી......ને પછી......!" લશ્કર વિનાના સેનાની જેવો મધરાતે એ દિવાસ્વપ્નો સેવતો. "હું ત્રીસ વરસનો થઇ ગયો ને......!" એણે લાંબો શ્વાસ ખેંચ્યો. પણ એકાએક એને યાદ આવતો હોય તેમ યુદ્ધમાં મળેલો લોખંડનો ક્રોસ એને ખૂંચ્યો. "છી......એવા ક્રોસ તો હજારોને મળ્યા છે!"

પછી એ ઉભતો, ટોળામાંથી બહાર નીકળી જઈ કોઇ દિવાલને અઢેલી, કોઈ થાંભલાને ટેકવી અને પછી દિવાસ્વપ્નો દેખતો: "મહામોટો ખંડ......હજારોની મેદની......અવાક બનીને એનો અવાજ ઝીલતી હતી! બધી છોકરીઓ મુગ્ધ બનેલી દેવીઓ દેખાતી હતી! સૌની આંખો પલાળતો એનો

અવાજ કેવો વિજય વરતાવતો હતો!"

અને એ ખૂશ હતો કે, જરમનીની આવી દશા માટે ફ્રિટ્ઝ ઇસનેર અને એના યહુદીઓ જ અપરાધીઓ હતા એમ બાવેરિઆ આખું માનવા માંડયું હતું. અને એ વધારે ખૂશ હતો કે યહુદીઓ ને સામ્યવાદીઓ જેલમાં જકડાતાં હતાં; ને ઝબ્બે થતાં હતાં.

હવે હિટલર એ બધામાં કૂદી પડવા કમ્મર કસતો હતો. હવે એ ભૂખ્યા વરૂની જેમ રાજકીય સભાઓ સાંભળતો હતો. એક દિવસ તો એણે તપી જઇને ચર્ચા કરી નાખી, અને બીજે દિવસે લશ્કરી વડાએ એને સુઝેન રેજીમેન્ટ નં. ૪૧ નો વ્યાખ્યાતા બનાવ્યો.

એણે બરાકોમાં સિપાઇઓને ભાષણ આપ્યાં. સિપાઇઓ મુગ્ધ બનીને સાંભળી રહ્યાં. બીજી બરાકોના સિપાઇઓ પણ આ નવા ફિરસ્તાનું વચનામૃત પીવા પડાપડી કરવા લાગ્યા.

"હેઇલ હિટલર!" એક દિવસે એણે અંતરનાદ સાંભળ્યો. એણે ધાર્યું કે એ પોતાનો જ ભણકારો નહોતો, કોઈ એને અભિનંદતું હતું.

પછી એની પદવી વધી. એને જાસુસ તરીકે નીમવામાં આવ્યો. રાજકીય સભાઓના હેવાલ રજૂ કરનાર એ લશ્કરી સરકારનો ખબરપત્રી બન્યો. લશ્કરી અમલદારો એને ચાહવા લાગ્યા.

એક દિવસે એને જરમન લેબર પાર્ટી નામની એક નાની સંસ્થાની એક સભાનો હેવાલ લાવવા મોકલવામાં આવ્યો. એ સભા મોટી જંગી મળનાર છે એવા સમાચાર આવ્યા હતા. એડોલ્ફ હિટલર એ જંગી સભામાં આવ્યો ત્યારે ત્યાં એક નાના

ઓરડામાં એ જંગી સભા ચોવીસ જણની મળી હતી. હિટલર છેલ્લી પાટલી પર સૌની પાછળ બેઠો.

હેર હરાર આ જંગી સભાનો પ્રમુખ હતો. એણે જરમનીને બચાવવાની રીતો બોલવા માંડી. "બરલીનના અપરાધોની અવધિ નથી, કારણ કે ત્યાં યહુદીઓ અને સામ્યવાદીઓ છે," એમ એણે કહ્યું.

પછી પ્રમુખે પૂરું કર્યું, કે હિટલરથી રહેવાયું નહિ. એ ઉભો થઇ ગયો અને બોલ્યો. એને લાગ્યું કે એ ઠીક બોલ્યો હતો. પછી એ ઘેર ગયો ને રસ્તામાં વિચારવા લાગ્યો કે એ જરમન લેબર પાર્ટી ઠીક છે, કંઈ નહિ તો માર્કસવિરોધી તો છે જ.

પછી એ જરમન લેબર પાર્ટીની સભામાં જવા લાગ્યો, પણ કોઈ વખત સભામાં હાજર સંખ્યા ત્રીસ કે ચાલીસથી વધારે થતી જ નહિ, સભાનો હંમેશનો પ્રમુખ હેર હરાર હતો. બીજા બે ત્રણ લશ્કરી અફસરો પણ બેસતા. છેવટે હિટલરે જાહેર કર્યું કે પોતે પાર્ટીનો સભાસદ થવાને તૈયાર છે.

હિટલર જેવી વિભૂતિ આવી અનુપમ જરમન લેબર પાર્ટીમાં જોડાતી જોઇને પ્રમુખે મુખ મલકાવ્યું. કોષાધ્યક્ષે આનંદથી સભાસદે ભરવાનું ફોર્મ ટેબલ પર મૂક્યું ને એડોલ્ફ હિટલરે વિગતો ભરવા માંડી. એણે વિગત સંતાડી: પોતે જન્મથી ઓસ્ટ્રીઅન છે તે ન લખ્યું.

પછી પ્રમુખે નવા સભાસદને આવકારતું વિવેચન કરીને કહ્યું કે જરમનીમાં હજુ એડોલ્ફ હિટલર જેવા કટ્ટર રાષ્ટ્રપ્રેમીઓ છે ત્યાં સુધી કોની શી મગદૂર છે! પછી પ્રમુખે હિટલરને સભાસદ થવાનું કાર્ડ આપ્યું. જરમન લેબર પાર્ટીમાં હિટલરનો નંબર સાતમો હતો.

## ૭ જે ઘર હિટલરે બાંધ્યું, તે.

**એ** જ જરમન લેબરપાર્ટીની સભામાં ફીડર બોલતો હતો કેઃ " મૂડી બે જાતની છેઃ એક શાહુકારી મૂડીઃ જે વ્યાજ ખાતી હોય છે, ને બીજી ઉદ્યોગી મૂડીઃ જે ઉદ્યોગને ખીલવતી હોય છે. પહેલા પ્રકારની શાહુકારી મૂડી જ્યુ લોકની છે. અને બીજી ઉદ્યોગની ધોરી નસ જેવી મૂડી છે, જે સોએ સો ટકા જરમન મૂડી છે. પહેલી મૂડી જપ્ત કરવા જેવી અને શ્રમજીવીઓને વહેંચી આપવા જેવી છે. બીજી મૂડી કેવળ જરમન હોઇ અને ક્રિસ્ચ્યન હોઈ પવિત્ર છે. તથા અસ્પૃશ્ય છે."

" હેં!" હિટલરે આનંદથી હાથ ઘસ્યા ને મનમાં મલકાયોઃ " તારા મોંમાં ગોળ, ફીડર!" હિટલરને વર્ગમેળની ચાવી જડી' તી, હિટલરને જરમન પ્રજાના સર્વોદયનો સુમેળ દેખાયો હતો. " જ્યુ મૂડી સામેની — જ્યુ જાત સામેની જેહાદમાં સમાજવાદ–સામ્યવાદ પણ ઘસડાઇ જશે. ને પછી......" એની વિચારમાળા આગળ વણી રહી. " ને પછી જરમન પ્રદેશ પર જરમન આર્યોનું સ્વર્ગ સરજાશે એમાં એક જાતનો સમાજવાદ નથી શું! એમાં જરમન જનતા પણ જોડાશે..... ને એમાં જ સામ્યવાદ સાણસામાં સપડાશે...... ને જરમન મૂડી મલકાશે."

હિટલરને તે આખી રાત ઉંઘ આવી નહિ. પેલો નવો જરમન સમાજવાદનો —રાષ્ટ્રીય સમાજવાદનો–વિચાર એની

ખોપરીમાંથી બહાર દુનિયાભરની જરમન પ્રજામાં પથરાતો હતો, ને સાથે હિટલરનું પોતાનું વ્યક્તિત્વ પથરાતું હતું. હિટલરની આસપાસ આર્યલોકનો–જરમન રાષ્ટ્રનો–નવો લોકનાદ(slogan) મૂર્ત બનીને જાણે ખડો થતો હતો: "બધાં સંસ્કારી મૂલ્યો, બધાં કલાસ્વરૂપો, બધાં વૈજ્ઞાનિક ને યાંત્રિક સાધનો, બધી દૈવી સંપત્તિનાં વિકાસસ્વરૂપો, એ આર્યોએ — જરમનોએ–નહિ તો કોણે સરજ્યાં છે?" મનમાં ને મનમાં એનો અવાજ વધારે ને વધારે પ્રચંડ બનતો હતો. મનમાં ને મનમાં એ સવાલ ભયાનક શોર કરતો હતો. આછા અજવાળામાં હિટલરની ઓરડીના ઉંદરો બીધેલાં હોય તેમ દોડતા હતા. હિટલર એની પથારીમાં વિજયી સેનાની જેવો બેઠો થઇ ગયો. હિટલરની સામે સત્ય જાગતું હતું: "લોકશાસનવાદ જ્યુઈશ છે, જરમેનિક નથી."

અને તરત જ બીજા દિવસની સભામાં હિટલરે ભાષણ કર્યું. ફ્રીડર પણ ખૂશ થઇ ગયો. હિટલરની સૂચના સૌએ સ્વીકારી લીધી કે જરમન લેબર પાર્ટીનું નામ બદલી નાખીને જરમન રાષ્ટ્રીય સમાજવાદી મજૂર પક્ષ (German National Socialist Labour Party) એવું રાખવું.

હિટલરે નવા પક્ષમાં પોતાના મુદ્દા સાફ સાફ સમજાવ્યા. એણે જરમન આર્ય પ્રજાને—ક્રિશ્ચિયન પ્રજાને–ગુંગળાવી નાખ-નારાં બે જાતનાં કારસ્તાન સમજાવ્યાં: પહેલું કારસ્તાન જ્યુ મૂડીનું હતું અને બીજું જ્યુ લોકોએ જમાવેલી સામ્યવાદી મજૂરીનું હતું. જ્યુલોક પહેલી જાતની મૂડીની પાછળ અને માર્ક્સવાદી સમાજવાદની પાછળ ગોઠવાયા હતા એમ એણે સમજાવ્યું. એણે કહ્યું: "આપણે રાષ્ટ્રીય સમાજવાદ સ્વીકારવો પડશે અને તેમાં બે વસ્તુઓ રાષ્ટ્રીય માલિકીની બનાવવી પડશે: એક જ્યુ મૂડી અને બીજી જરમન મજૂરી."

હિટલરનો અવાજ વિજય ડંકો વગાડતો ગગડવા લાગ્યો, અને એમાં કંઇ સત્ત્વ તો હશે જ એમ ધારતાં કેટલાંકો તેને વાગોળવા માંડયાં. હિટલરના રાષ્ટ્રીય સમાજવાદી પક્ષની જાહોજલાલી વધી. નાની ઓરડીને બદલે પક્ષની ઓફીસ એક મોટા ઓરડામાં ખસેડાઇ. પેરાફીનની બત્તીને બદલે ઓરડામાં વિજળીનો દીવો ચેતી ઉઠયો અને તરત જ પક્ષની ઓફીસ માટે એક સેકન્ડ હેન્ડ ટાઇપ રાઇટર ખરીદાયું.

અને આપણે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષનું કોઇ ચિન્હ પણ સ્વીકારવું પડશે ને! હિટલરની સૂચનાથી આર્યોનું જૂનું ચિન્હ 'સાથીઓ' સ્વીકારાયો. હિટલરની ચળકતી આંખો સાથીઆ પર ઠરી રહી. એને સાથીઆ પર સાઠ મીલીયન જરમનો સળવળતા લાગ્યા.

અને વાવટો! વાવટો તો એવો જોઇએ કે જેમાં લાલ વર્ગને ધોળા વર્ગનો મેળ બતાવાય. હિટલરના ભેજામાંથી વાવટો ફરકયો. લાલ વાવટાની વચમાં ધોળા કુંડાળામાં સાથીઓ શોભતો હતો.

એટલે તો ૧૯૨૧ ના ઓગસ્ટના એક મંગળ દિવસે એડોલ્ફ હિટલર જરમન રાષ્ટ્રીય સમાજવાદી પક્ષનો પહેલો પ્રમુખ થયો અને એના હાથમાં પક્ષે સર્વ સત્તા સુપરત કરી.

પક્ષના પહેલા ૭ સભાસદો ત્યાં સુધીમાં અલોપ થઈ ગયા હતા. એ સાતમો સભાસદ પક્ષનો મહામહંત બનતો હતો.

અંગ્રેજો અને ફ્રેંચ સાથે શરેમભરેલી સલાહ કરનારાઓ સામે બખાળા કાઢવા માટે પકડાયલો કેપ્ટન ઈરીટ હમણાં જ છૂટીને મ્યુનીચમાં રખડતો હતો અને એનો દોસ્ત કેપ્ટન રોહમ સાહસની શોધમાં ગમે તેવું અપકૃત્ય કરવાની તાકાતથી નજર નચવતો રખડતો હતો. જુગતે જોડી જામી હતી અને બન્નેએ બીજું મહાયુદ્ધ હમણાં જ ફાટી નીકળવાનું છે એવી શુભ આગાહી સેવતા વિગ્રહખોર રખડુ જુવાનોનું એક મંડળ જમાવ્યું હતું. અને એ મંડળે કોઈવાર દિવસે, કોઈવાર અંધારામાં અવાજ ઊઠાવ્યા હતા કે..............

"કોણ છો ?"

"એ તો હું જોહાન.

"હાથ ઉંચા!"

યુદ્ધમાંથી પાછા વળેલા એ જુવાનોને સાહસનો નશો ચઢ્યો હતો. એ લડાઈખોર ટોળકી અદ્રષ્ટ લશ્કર બનતી હતી. અને હંમેશાં હાથ ઉંચા કરાવી ગજવાં ખાલી કરતી હતી, ને કોઈવાર અનિવાર્ય હોય તો માથું પણ ઉતારી લેતી હતી.

એવું બાવેરીઆમાં બનતું હતું. બાવેરીઆમાં બે બૂમો અવારનવાર સંભળાતી હતી: એક, રાજા ઘણું જીવો! અને બીજી, સોવિયેટરાજ અમર રહો!

અને રૂરની ધરતી પર તો ફ્રેંચ હકુમતનો નાશ કરવાનાં અનેક સાહસો ઉગ્યાં જ કરતાં હતાં. જરમન રાષ્ટ્રવાદનું ખમીર રાઇફલની અણીઓને વિંધી નાખીને આગળ વધતું હતું, જરમન રાષ્ટ્રવાદી ખૂન સુકાય તે પહેલાં વરસ્યા કરતું હતું.

"બધો વાંક બરલીનનો જ છે" એમ રૂરનો અભિપ્રાય બોલ્યા કરતો હતો. "બરલીનની જરમન સરકાર પેરીસને મુજરા કર્યા કરે છે" એમ બાવેરીઆ બોલતું હતું ને દાંત કકડાવતું હતું, ને તે સામે કોઈવાર બરલીન બાવેરીઆ સામે ચિડાઇને જોતું હતું, કોઈવાર ખોળામાં મોઢું સંતાડતું હતું; ને બાવેરીઆમાં ત્રાસવાદી ટોળીઓ અને પેલું અદ્રષ્ટ લશ્કર પથરાતું જતું હતું એવી લોકવાયકા હતી.

૧૯૨૩ની પાનખર ઋતુમાં એ અસંતોષ વધારે ઉગ્ર બન્યો. મ્યુનીચે બરલીનના હુકમો અવગણવા માંડયા. ચેનસેલર સ્ટ્રેસમેનનું ગળું બેસી ગયું પણ બાયરીઆએ એનું અરણ્યરુદન સાંભળવાની ના પાડી હતી અને કોઇક તો કહેતા હતા કે "ચાલો ને આપણે બરલીન પર જ કૂચ કરીએ."

ત્યારે બાવેરીઆમાં બધા દેશોના પ્રતિક્રાન્તિવાદીઓ આવી આવીને ભરાયા હતા. એમાં એક એડોલ્ફ હિટલર આગળ પડતો થયો હતો. એણે મ્યુનીચમાં અડ્ડો જમાવી ત્યાંથી આખી દુનિયા સાથે લડવાનો પોતાનો ખાનગી વિચાર જડબાતોડ ભાષામાં જાહેર કરી દીધો હતો, અને આત્મશ્લાઘાનો દોષ વહોરીને પણ એણે ભાવિકોના કાનમાં કહ્યું હતું કે પોતે જ જરમનીનો તારણહાર છે.

ભકતજનો એના પગ પાસે બેસતા હતા ને એની પ્રેરણાઓ પીતા હતા. દૂર દૂરથી સાહસખોરો અને રાષ્ટ્રવાદીઓ મહાન જરમનીની આગાહીઓ સાંભળવા ઉલટતા હતા. મહાત્મા હિટલરને

મોટેરાંઓ "હેઈલ હિટલર" કહીને અભિનંદતાં હતાં. રસ્તા પર રમતાં છોકરાંઓ એના તરફ અહોભાવથી આંગળી ચિંધતાં હતાં. એને સાંભળવા નાની મોટી સભાઓ મળતી હતી અને પ્રત્યેક સભામાં એનો પ્રભુપ્રેરિત અવાજ અત્યંત મૃદુ અને અત્યંત રુક્ષ બનવાની પણ તાકાત ધરાવતો હતો.

એકથી બે ભલાઃ મહાત્મા બનેલા હિટલરની આંખો રોહમનાં ઘાતકી ને ખેલાડી વ્યકિતત્વ પર ઠરી રહી. બન્નેએ એકબીજાની પહેલી જ નજરે તારીફ કરી. "એની પાસે તાકાત છે, કાવતરાંખોરી છે, શયતાનને પણ શરમાવે તેવી ઘાતકતા છે ને વ્યવસ્થાશકિત પણ છે" એડોલ્ફેની મહત્તાએ મહત્તાને પારખી કાઢી, અને સુમેળ જોયો કે, "અને મારી પાસે જરમનીને મહાન બનાવવાનું સ્વપ્ન છે, યહુદીઓ અને સામ્યવાદને કચડી નાખવાની યોજના છે, ને......ને હિમ્યતા છે......મને અંતરનો અવાજ સંભળાય છે........." એડોલ્ફ હિટલરને બાવેરીઆની ઉત્તર સરહદ પર ઉગી નીકળેલા અદ્રષ્ટ લશ્કરની આડકતરી આગેવાની પણ મળી ગઈ. "કયાં હું એક 'લેન્સ કોરપોરલ' અને આજે...?" એડોલ્ફ એની જાતને આખા બાવેરીઆ પર પથરાતી જોઈ રહ્યો.

વિશ્વયુદ્ધ વખતનો એક મામુલી એવો એ 'લેન્સ કોરપોરલ' એડોલ્ફ હિટલર જનરલ લુડેનડોર્ફને પણ મળ્યો હતો. એ જોરદાર સેનાપતિના જોરદાર અવાજમાં રાષ્ટ્રવાદ ઝૂકતો હતો. એ જોરશોરથી ત્રાડ દેતો હતોઃ "જરમનીએ યુદ્ધ જીત્યું છે પણ........." પછી એ દાંત કકડાવતો બોલતો હતોઃ "પણ એને વિજયનાં પરિણામ પામતાં સમાજવાદીઓ, યહુદીઓ, કેથોલિકો, અને ફ્રીમેસનોનાં કાવતરાંએ અટકાવ્યું છે. એમણે જરમનીને પીઠ પાછળથી ઘા કર્યો છે......જો બાવેરીઆનું મને પીઠબળ હોય તો......અમે

રૂરમાંથી ફ્રેંચોનું કાસળ કાઢી નાખીએ અને બોલશેવિકોનો રશિયામાં જઈને સંહાર કરીએ."

એવા મહાન સેનાપતિ સાથે હાથ હલાવીને મસલતો કરવા જેટલો મહાન એડોલ્ફ હિટલર બની ચૂક્યો હતો. એની આંખો માંધાતાના સાથમાં માંજાર જેવી ચમકી ઉઠતી હતી, એના ગાલ રતાશ મારતા હતા, એની મૂછોની અણીઓ આવેશથી અણીદાર બનતી હતી. ધિક્કારનાં સ્તોત્રો એનાં ટેરવાં પર ટપકતાં હતાં. આમ હિટલર મહાન બનતો હતો.......એના અસ્તિત્વના અણુપરમાણુ મહત્તા અનુભવતાં હતાં.

અને તોય કેવો શાંત ભાવ ધારણ કરવાનો, ચહેરા પર નિશ્ચલતા પાથરવાનો, આંખોમાં અમી ઉતારવાનો એ પ્રયત્ન કરતો હતો! વડના ઝાડ નીચે બેઠેલા બુદ્ધ જેવો એ હલન ચલન વિના ઘણીવાર જોઈ રહેતો હતો ને માનવતાને મુગ્ધ બનાવતો અંદર નક્કી કરતો હતો કે "સમય આવશે ત્યારે એ લુડેનડોર્ફને પણ ફેંકી દેવો પડશે." એવા એડોલ્ફની આસપાસ વિજેતાઓ સાથે સંધીપત્રો લખતી બરલીન સરકાર–જરમન સરકાર–સામે અવાજો ત્રાડ દેતા હતા કે " બરલીનપર ચઢાઈ કરો! બરલીન સરકારને તોડી પાડો! પ્રેસિડેન્ટ ઇબર્ટને ઉતારી પાડો!"

એટલે સમાજવાદી પણ રાષ્ટ્રભક્ત એવો પ્રેસીડેન્ટ ઇબર્ટ એની ખુરશીમાં અસ્વસ્થ થયો અને એણે જરમનીની લશ્કરી સંસ્થા રીશવેરને ખાસ સત્તાઓ આપી, અને બાવેરીઆ પર ચોકી પહેરા મજબૂત કર્યા. મ્યુનીચની હેર–વોન–કીલીંગની સરકારે, ડો–ગુસ્ટાલ વોન કારને સરમુખત્યાર જેવી સત્તાઓ સુપરત કરી.

હવે એડોલ્ફ હિટલરનો વ્યવસાય વધી પડયો હતો. એ

એક શહેરથી બીજે શહેર સભાઓ ગજવતો હતો. અને આજે તો એણે કાળી ડગલીના પ્રતિનિધિ સરદાર મીગલીઓરેટીને ફેસિસ્ટ સલામી આપીને ડયુસના ખબર અંતર પૂછ્યા હતા. એણે ઝેકોસ્લોવાકીઆથી આવેલા પ્રતિક્રાન્તિઓની મુલાકાત ગોઠવી હતી. એને રુમાનિયા તથા ઓસ્ટ્રિયા અને હંગેરીના ભદ્ર ભાવિકો પણ ભેટવાના હતા. એ નવા મસાલાની શીખ સાંભળવા પૂર્વના ભદ્ર ડાહ્યાઓ પણ બેસવાના હતા.

દરેક દેશના પ્રતિક્રાન્તિવાદીઓની નજર બ્રોનોના એ માનવી પર મલકાતી હતી. ફીનલેન્ડના લશ્કરવાદીઓએ એના સહકારમાં સોવિયટ–વિરોધી બ્લોક બાંધવાની સૂચના મોકલી હતી.

રીશની હકુમતનાં પ્રદેશ પર નવેમ્બરની શરુઆતમાં ભૂખમરાનાં ધીંગાણાં તો શરૂ થઈ ગયાં હતાં અને તેમાં જીવલેણ શિયાળો બેસતો હતો. રીશવારનો લશ્કરવાદ હજૂ એનાં બધાં શબ દફનાવી નહોતો રહ્યો ત્યાં તો જરમની પર બીજાં શબ અને બીજું અંધેર બંધાતું હતું.

"નવેમ્બરની આઠમી તારીખે સાંજના સાડા આઠ વાગે નવી સરકારની જાહેરાત કરવામાં આવશે" હિટલર નવેંબરની છઠ્ઠી તારીખે ગરજી ઊઠયો.

અને નવેમ્બરના આઠમા દિવસે સાંજે બરાબર આઠ અને ચોત્રીસ મિનિટે બરગર બ્રોકેલરમાં હજારોની સભા મળી હતી. એ સભામાં હિટલરના અનુયાયીઓને મોટર બસો ઠાલવતી હતી. છેવટે બે અંગરક્ષકોથી રક્ષાયલો એડોલ્ફ હિટલર ખંડમાં આવ્યો, અને દમામથી વ્યાસપીઠ પર રક્ષાયલો ઉભો. સભામાં બાવેરીઆના પોલિસનો વડો પણ શાન્તિ જળવાય તે જોવા ઊભો હતો. અને બાવેરીઆની રીશવેરનો ( લશ્કરી સંસ્થાનો ) સર-

મુખત્યાર–હેર–વોન કાર પણ હાજર હતો.

હિટલરે ફિરસ્તાની જેમ આખા ખંડ પર નજર નાખી. પછી એણે શાંતિથી ગજવામાંથી પિસ્તોલ કાઢી અને સભા ખંડની છત તરફ ખાલી બ્હાર કર્યો. "આપ નામદારો સાથે મારે મસલત કરવી છે. આપ નામદારો આ સાથેના ખંડમાં પધારશો ?" હિટલરે વ્યાસપીઠ પાછળના ખંડમાં પધારવા લશ્કરી સરમુખત્યાર તથા પોલિસના વડાને વિનંતિ કરી.

ખંડમાં અંગરક્ષકોથી રક્ષાયલો હિટલર બાવેરીઆના શાસક વડાઓ સામે "સમસ્ત જરમન પ્રજાનો ઢંઢેરો" ધરીને ઊભો રહ્યો.

"સરકાર બદલાતી હતી !" વડાઓ સ્વપ્નમાં જોતા હોય તેવા જોઈ રહ્યા.

જરમન પ્રજાના તૈયાર રખાયલા ઢંઢેરા નીચે કામચલાઉ રાષ્ટ્રીય સરકારનાં નામમાં જનરલ લુડેન ડોર્ફે, એડોલ્ફ હિટલરે, જનરલ વોન—લોસોવે, કર્નલ વોન–સીસરે પોતાની સહીઓ કરી હતી.

પોતાની સહી જોઇને પોલીસનો વડો સીસર હબકી ગયો, અને લોસોવને પણ પોતાની સહીની પહેલી વાર ખબર પડી. હેરવોન–કારના કપાળમાં પિસ્તોલ તાકી રહી અને પછી એને આ નવી સરકાર પર પોતાનું મત્તું મારવાની વિનંતિ કરવામાં આવી. "આપ નામદાર એ નવી સરકારમાં બાવેરીઆના સમસ્ત ગવર્નર બનો છો." હિટલર હેર–વોન–કારના કપાળમાં જાણે રાજતિલક કરી રહ્યો અને બોલ્યો, "જનરલ વોન લુડેન ડોર્ફ સમસ્ત રીશના ગવર્નર–(શાસક) બને છે, અને હું પોતે રીશનો ચેનસેલર થાઉં છું.........આપણે બરલીન પર, સરકાર લેવા ચડાઈ કરીએ

છીએ." આખા ખંડમાં એક ભયંકર શાંતિ પથરાઈ ગઈ.

"આ પણ ટ્રેટકટીની છે. આપ નામદારો આપને આપ-વામાં આવેલી પદવીઓ સ્વીકારી લો. આ ખંડમાં એકઠી થએલી જરમનોની જંગી સભા તેનો સ્વીકાર કરશે જ." બોલતાં હિટલરની આંખમાં આંસુઓ ચળકી રહ્યાં.

હિટલરે ગજવામાંથી ફરીવાર પિસ્તોલ કાઢી: "આપ ત્રણે નામદારો ના પાડો તો ........" એનો અવાજ અટકી ગયો અને પાછો બોલ્યો: "આમાં ચાર ગોળીઓ છે.......... આપ ત્રણે નામદારો ના પાડો તો ત્રણ આપ નામદારોને માટે અને એક મારા માટે!"

અને તે જ વખતે એક બખ્તરી મોટર કાર સભાગૃહ પાસે અટકી અને તેમાંથી મહાન વિશ્વવિજેતા જનરલ લુડેનડોર્ફ ઉતર્યો. સભાગૃહની મેદનીએ આવકારની કિકિયારી કરી. અંદરના ખંડના નામદારોને ધ્રાસ્કો પડયો. તરત જ જનરલ લુડેનડોર્ફ પણ અંદર ઉમેરાયો.

પછી નવી સરકાર નિમાઈ. પછી ઠરાવો વંચાયો. પછી એડોલ્ફ હિટલર પેટ ભરીને બોલ્યો અને અંતમાં આગાહી કરી કે, "આવતી કાલે જરમનીમાં કાં તો નવી રાષ્ટ્રીય સરકાર સ્થપાઈ હશે કે આપણે મરેલા હોઈશું."

પછી તરત જ જરમનીમાં રાષ્ટ્રીય સમાજવાદીઓની જુદી જુદી ટુકડીઓએ બરલીન પર ચડાઈ શરૂ કરી દીધી હતી. બાવેરીઆનું પાટનગર મ્યુનીચ જ્યારે અંધારામાં અટવાઈને ઊંઘું ઘાલીને ઊંઘતું પડયું હતું ત્યારે તે જ મધરાતે એડોલ્ફ હિટલર એના અંગરક્ષકો સાથે સ્ટેશન તરફ ધસતો હતો અને સ્ટેશનપર સેન્ટ્રલ ટેલીગ્રાફ ઓફિસ પરનો પોલીસનો સખત પહેરો ગોઠવાઇ

'હા, પણ રોહમ આપણી ટુકડીઓ મ્યુનીચની આસપાસ ગોઠવી રહ્યો છે. એક પણ પિસ્તોલ ફોડયા વિના કહે છે કે મ્યુનીચનો કબજો લેવાશે અને પછી બરલીન પર કૂચ.....”

“ તો આપણે કૂચ ......” હિટલર ઉતાવળો થયો.

“કાઢીએ...” લુડેનડોર્ફે કંઇ ગણત્રી કરતાં જોરથી દાઢીની અણી ઘસી.

પછી કૂચ નીકળી. મોખરે લુડેનડોર્ફ અને હિટલર હતા. પાછળ રાષ્ટ્રીય સમાજવાદીઓની–નાઝીઓની–ભૂખરી ને કાળી ડગલીઓ વાળી ટુકડીઓ હતી. કેટલાક શસ્ત્ર સજ્જ હતા, કેટલાક વિના હથિયારે નીકળી નાઠા હતા.” નવેમ્બરની ૯ મી એ બપોરના કૂચ નીકળતી હતી. કૂચ બરલીન પર જતી હતી.

કૂચ કદમ લુડવીગપુલ પર પહોંચી અને ત્યાં ઉભેલા પોલીસો ધસડાઈ ગયા. ધસડાતા પોલીસોને મારી નાખવાનો અવાજ ટુકડીઓમાંથી આવ્યો. હિટલરે આડા હાથ ઉંચકયાં. હિટલરની આંખોમાં પાણી ઉભરાયાં. હિટલરે મહાત્માની જેમ ગદગદ અવાજથી કહ્યું: “ આપણે હિંસાનું કામ નથી. ” કૂચ મોટી થઇ હતી; રાષ્ટ્રીય ગાણાં ગાતી આગળ ચાલતી હતી.

મેરીનાલાઝ પાસે ઉત્સાહ અનેરો બન્યો. નગર ને ખંડ પર સ્વસ્તિક–વાવટો ઉડતો હતો. હિટલરના અનુયાયીઓએ કેટલાક સામ્યવાદીઓ અને સમાજવાદીઓને ત્યાં ગિરફતાર કર્યાં હતા.

પછી એક જુવાન લેફટેનન્ટ લુડેનડોર્ફ પાસે દોડતો આવ્યો ને હાંફતો બોલ્યો “ એક બખ્તરી મોટર આવી પહોંચી છે, આપણી સામે ટુકડીઓ ગોઠવાય છે. લડવીગસ્ટ્રાસ સરકારી લશ્કરથી......”

ગયો હતો, તે જોઇને પોલીસે પોતાનું કામ શરુ કરી દીધું હશે એમ ધારતો વિમાસતો હતો,

પણ પછી બે જ કલાકમાં એડોલ્ફના ખંડમાં ટેલીફોન ખખડી ઉઠ્યો.

"એલાઉ!" ઘેનમાં ઘોર અવાજ ટેલીફોનના તાર પર દોડતો હતો.

"જગત અને જરમની જોગ એમણે જાહેર કરી દીધું છે!"

"કોણે?"

"ડો. ગુસ્ટાવ–વોન–કાર, જનરલ–વોન–લોસોવ તથા કર્નલ સીસરે'

"શું?"

"કે હિટલર સાથે અમને કંઈ સંબંધ નથી: એ અને એના ગોઠીઆઓએ પિસ્તોલની અણી ધરીને અમારી સહીઓ લીધી હતી."

એડોલ્ફ હિટલરે જોરથી ટેલીફોનનું 'રીસીવર' મૂકી દીધું. ઉતાવળો રેઈનકોટ ઓઢી લીધો. એના કપાળપર પરસેવાનાં ટીપાં ફૂટી નીકળ્યાં અને એ બહાર નીકળી પડયો. એ જોરથી ચાલતો હતો. એના લેંઘા પર કાદવના છાંટા ઉડતા હતા. એના હોઠ ધ્રૂજી ઉઠ્યા હતા.

એડોલ્ફ લુડેનડોર્ફના અવાસ પર પહોંચ્યો. લુડેનડોર્ફ એક ટેબલ પર બંને હાથ ટેકવી નીચે માથે બેઠો હતો. એના માથામાં બરલીન, પેરીસ અને મોસ્કોના વિચાર ઉભરાતા હતા. એણે કંઈ પણ બોલ્યા વિના હિટલર પર આંખો ઠેરવી.

"પેલાઓ......" હિટલરના હોઠ ધ્રૂજ્યા.

'હા, પણ રોહમ આપણી ટુકડીઓ મ્યુનીચની આસપાસ ગોઠવી રહ્યો છે. એક પણ પિસ્તોલ ફોડયા વિના કહે છે કે મ્યુનીચનો કબજો લેવાશે અને પછી બરલીન પર કૂચ.....'

"તો આપણે કૂચ ......" હિટલર ઉતાવળો થયો.

"કાઢીએ..." લુડેનડોર્ફે કંઇ ગણત્રી કરતાં જોરથી દાઢીની અણી ઘસી.

પછી કૂચ નીકળી. મોખરે લુડેનડોર્ફ અને હિટલર હતા. પાછળ રાષ્ટ્રીય સમાજવાદીઓની–નાઝીઓની–ભૂખરી ને કાળી ડગલીઓ વાળી ટુકડીઓ હતી. કેટલાક શસ્ત્ર સજ્જ હતા, કેટલાક વિના હથિયારે નીકળી નાઠા હતા." નવેમ્બરની ૯ મી એ બપોરના કૂચ નીકળતી હતી. કૂચ બરલીન પર જતી હતી.

કૂચ કદમ લુડવીગપુલ પર પહોંચી અને ત્યાં ઉભેલા પોલીસો ધસડાઈ ગયા. ધસડાતા પોલીસોને મારી નાખવાનો અવાજ ટુકડીઓમાંથી આવ્યો. હિટલરે આડા હાથ ઉંચક્યા. હિટલરની આંખોમાં પાણી ઉભરાયાં. હિટલરે મહાત્માની જેમ ગદગદ અવાજથી કહ્યું: "આપણે હિંસાનું કામ નથી." કૂચ મોટી થઇ હતી; રાષ્ટ્રીય ગાણાં ગાતી આગળ ચાલતી હતી.

મેરીનાલાઝ પાસે ઉત્સાહ અનેરો બન્યો. નગર ને ખંડ પર સ્વસ્તિક–વાવટો ઉડતો હતો. હિટલરના અનુયાયીઓએ કેટલાક સામ્યવાદીઓ અને સમાજવાદીઓને ત્યાં ગિરફતાર કર્યા હતા.

પછી એક જુવાન લેફટેનન્ટ લુડેનડોર્ફ પાસે દોડતો આવ્યો ને હાંફતો બોલ્યો "એક બખ્તરી મોટર આવી પહોંચી છે, આપણી સામે ટુકડીઓ ગોઠવાય છે. લડવીગસ્ટ્રાસ સરકારી લશ્કરથી....."

"કૂચ કરો!" ખીજવાયલા સેનાનીએ ભવાં સંકોર્યાં.

"પણ બરલીન તો હજુ ઘણે દૂર છે!" કોઈએ પાછળથી કહ્યું.

"કૂચ કરો!" પાછો હુકમ ફૂંકાયો.

સરઘસ આગળ ચાલ્યું, પણ ઓડીઅન સ્પાલાઝ આગળ અટક્યું. રીશવેરની ટુકડીઓ આ બળવાખોર બહાદૂરોનું સ્વાગત કરવા ગોઠવાઇ ગઈ હતી.

"આપણે જરમન લોહી નથી રેડવું...આપણે હિંસા સાથે કામ નથી..." હિટલર પોતાના બોલ ચાવી રહ્યો ને રીશવેરની ટુકડીઓ પર કૂચ કરનારાઓની તરવારો ઝણુકી: સેનાનીનો સાદ ગાજ્યો: "ફાયર!"

હિટલર પાસેનો એક ઉંચો આદમી તૂટતા તાડ જેવો હિટલરના પગ પાસે પટકાઈ પડયો. હિટલરે એનો ચહેરો લોહીથી ખરડાયલો દીઠો. હિટલરના પગ પાસે લાલ પ્રવાહ ફરતો થયો.

એક મોટો બીધેલો અવાજ હિટલરના ફરતા માથામાં અથડાયો. બીધેલો સમુદાય ત્રાડ દેતો નાસભાગ કરતો હતો.

હિટલરને એક પળવાર અવની ફરતી લાગી. પાસા અવળા પડ્યા હતા. ધારણા ધૂળ મળતી હતી.

એણે ધાર્યું ન્હોતું કે બાવેરીઅન પોલીસ આમ દોડી આવશે! અને દોડી આવશે તો લુડેનડોર્ફ જેવા સેનાનીને જોઈને તાકેલી પીસ્તોલો નીચી નહિ ઢાળી દેશે.

"અરે! આ તો, લુડેનડોર્ફ પોતે અને હિટલર!" સ્ટ્રીશરે આડા હાથ દઈને ચીસ પાડી, પણ જવાબમાં ગોળીઓ વછૂટી. એક જ મિનિટ ગોળીબાર થયો અને બીજી મિનિટે હિટલરના ચૌદ સૈનિકો સૂઈ ગયા હતા. અને બીજા હજારો ભયાનક એવી બીકમાં નાસભાગ કરતા હતા.

ગોરીંગ નાઠો. અને રોહમ પણ નાઠો. હિટલરને લાગ્યું પોતે ઘવાયો છે અને એ આસ્તેથી પડ્યો. પછી એણે પાસે જ એક મોટરકારનો અવાજ સાંભળ્યો, અને અંદરના ડૉ઼ઝફુમને ઓળખ્યો. તરત જ એને ભાન થયું કે પોતે સૂઈ ગયો હતો પણ ઘવાયો નહોતો. હિટલર આસ્તેથી ઊઠ્યો ને મોટર તરફ દોડી ગયો. હિટલરને લઈ મોટર ચાલી ગઈ. એકલો લુડેનડોર્ફ ઘવાયલા સિંહ જેવો, આસ્તેથી, પિસ્તોલ ધરી ઉભેલા પોલીસો સામે દમામભેર જતો હતો અને પોલીસો એને ગિરફતાર કરતા હતા.

હિટલરે પોતાની દોડતી જતી મોટરમાંથી એક બીધેલી

નજર પાછળ નાખી. એને એક કલાક પહેલાં જ લુડેનડોર્ફને કહેલા પોતાના શબ્દો યાદ આવ્યા. પણ એવી યાદને ભૂલવા મથતા નેતાને લઇને મોટર કાર પર્વતો તરફ દોડતી હતી.

"હવે પેટ્રોલ ખતમ થયું છે!" હિટલરની મોટર કાર અટકતી હતી ત્યાં ઉફીંગ પાસેનો પ્રદેશ હતો. હિટલરને ત્યાંનું ઓળખાણ યાદ આવ્યું. ત્યાં એક ઓળખીતાની બેનનું ઘર હતું. મોતમાંથી બચેલા હિટલરે હાંફતાં કમાડ ઠોક્યું. અરનાએ અંદરથી ઉઘાડયું અને એડોલ્ફને દાખલ કર્યો.

પછી એડોલ્ફના પ્રાણને ગુંગળાવતી શરમ એના મનને ઘેરી વળી, એની ધારણા ધબી ગઈ હતી. એને જગત અંધારું લાગતું હતું. એની આશાઓ પડી ભાંગી હતી, એનાં મધુર સ્વપ્નો વિલાતાં હતાં; ત્યારે જીવવું શાના પર......શા માટે!

એને આત્મઘાતનો ઉમળકો આવ્યો પણ અરનાએ આડા હાથ દીધા ને એને વધારે મહાન ભાવિ માટે જીવવાનું આશ્વાસન આપ્યું.

"તે, ત્યારે આપ આપઘાતમાંથી બચી ગએલા કે?" હિટલરને વરસો પછી કોઇ મિત્રે પૂછ્યું હતું અને એણે જવાબ દીધો હતો કે:

"ના, રે! એ વાત ખોટી છે. અરનાએ મને બચાવ્યો નહોતો. અરના શું બચાવતી હતી! હાં, પણ સ્વાભાવિક રીતે મારા જીવનનો વેગ અતિ મંદ પડી ગયો હતો અને ત્યારે...... ...એવી પળોમાં, સ્ત્રીની મુલાયમ હાજરીથી જીવનનો અંત નૂ આણવાની મને પ્રેરણા થઇ પણ હોય!"

પછી નવેમ્બરની ૧૧ મીએ ત્યાંથી જ હિટલર પકડાયો.

---

*Excellency I will stand behind you as faithfully as a dog.

એમ બળવો ખતમ થયો હતો.

જનરલ વોન લોસોવ તરત જ બરલીન સરકાર સાથે વાત કરતો હતો કે હવે બરલીનથી વધારે ટુકડીઓની જરૂર નથી, બળવો બેઠો થયો તે પહેલાં શમી ગયો છે.

અને પછી આખા બાવેરીઆમાં લશ્કરી કાયદો જાહેર થયો હતો. સરકારી હુકમથી નાઝી પાર્ટીને વિખેરી નાખવામાં આવી હતી અને પક્ષના સભાસદોની મિલ્કત જપ્ત કરવામાં આવી હતી.

સરકારી મકાનોની આસપાસ કાંટાળા તારની વાડો બાંધવામાં આવી હતી. રસ્તા પર લશ્કરી સિપાઈઓ ચોકી કરતા હતા. ગોરીંગ ઈટાલી નાસી ગયો હતો; પણ બીજા પકડાયા હતા અને બળવાખોર ગુનેગારોને ભદ્ર જમાતના જાણીને લશ્કરી સરકારે તેમના પર ચલાવેલો મુલાયમ ને નરમ મુકર્દમો દુનિયાને અજાયબી ઉપજાવતો શરૂ થતો હતો. ન્યાયાધીશો દયાળુ અને રહેમ નજરવાળા બન્યા હતા, કારણકે અપરાધીઓ રાષ્ટ્રવાદીઓ હતા.

ઘોડેસ્વાર પોલિસો ચોકી ભરતા હતા. લોકોનાં નાનાં નાનાં ટોળાં દૂરથી દેખાતાં ને વિખરાઇ જતાં હતાં.

"હેઇલ હિટલર!" એક છોકરીએ કંઈ જોયું અને એક દિવાલ પાછળથી બૂમ પાડીને પાછી સંતાઈ ગઇ.

બીધેલાં લોકોએ પોતાની દૂકાનોમાંથી હિટલરની છબી ખસેડી લીધી. રાષ્ટ્રીય સમાજવાદીઓની ધરપકડ હજુ પૂરી થઈ નહોતી. નાઝી પોશાક પણ પ્રતિબંધિત બન્યો હતો.

૧૯૨૪ના ફેબ્રુઆરીમાં અદાલત લોકોથી ઉભરાતી હતી અદાલતમાં સરસ સાંભળવાનું ને સરસ જોવાનું મળશે એમ સૌ જાણતું હતું. બાવેરીઆનાં રસિકો પણ અદાલતને આંગણે ઉભરાતાં હતાં. દશ અપરાધીઓને અદાલતના વાડામાં ઉતારવામાં આવ્યાં.

તેમાં એડોલ્ફ હિટલર હતો. જનરલ લુડેનડોર્ફ હતો. કેપ્ટન રોહમ પણ હતો.

જસ્ટીસ પોહનેર હિટલર સાથે કોઈ ખાનગી વાત કરી રહ્યો હતો. હેર-વોન-કાર જે સરકાર તરફથી સાક્ષી આપવા આવ્યો હતો તે જનરલ લુડેનડોર્ફ તરફ આંખના ખુણામાંથી સંતાકુકડી રમતો દેખાતો હતો.

પાછલે બારણેથી ન્યાયમૂર્તિઓ અંદર પેઠા અને ગુનેગારોએ પગ ધરયા. એકલો લુડેનડોર્ફ શહીદની જેમ અક્કડ ઉભો હતો. પછી છાપાંના ખબરપત્રીઓએ ગુનેગારોને કેમેરાથી વિંધવા માંડયા. જોતજોતામાં, એક જ રાતમાં ગુનેગારો બાવેરીઆના બંકાઓ બની ચૂકયા હતા. અને મોતને ભેટી શહીદ થવાના હતા, એવો લોકમત હતો.

ડો. સ્ટેંગલીને ધીમે સાદે વાંચવા માંડયું: "કાવતરાંનો મુખી એડોલ્ફ હિટલર છે. એણે જ સરકારને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કર્યો છે. જનરલ લુડેનડોર્ફ જે એક મહાન રાષ્ટ્રભકત છે, તે પણ એ કાવતરાંથી માહીતગાર માલુમ પડે છે. મ્યુનીચના દેખાવોમાં એણે મોખરાનો ભાગ ભજવ્યો છે."

"બળવાના એ બંન્ને નાયકો માનવંતા જરૂર છે" સરકારી વકીલ ડો. સ્ટેંગલીને આગળ ચલાવ્યું: "પણ કાયદો વધારે મહાન છે અને તેનો અમલ થવો જોઇએ" બોલતો સરકારી વકીલ સ્મિત કરતો બેસી ગયો.

પછી મુકર્દમો ચાલ્યો; અને હિટલર જવાબ આપવા ઉભો થયો. એણે શરૂઆતમાં જ સવાલ કર્યો: "પણ સરકાર છે શું?" અને એણે પોતે જ જવાબ આપ્યો: "સરકાર એક આર્થિક ઘટના; મનાય છે; પણ હું તેમ નથી માનતો. સરકાર તો એક

જાતીય ( racial ) સંસ્થા છે.

એડોલ્ફની વિદ્વતા પર વિમાસતો લુડેનડોર્ફ નીચું માથું ઘાલીને સ્થિર બેઠો હતો અને હિટલરની વાતમાં બીજા બચાવ-પક્ષીઓ હા ભણતા હતા.

પછી કાયદેસરનો વિષય આવ્યો, ને એ બરાડી ઉઠયો.

"કાયદેસર! મહાપુરૂષોનાં ગેરકાયદેસર કૃત્યોને લીધે તો તેમના દેશોએ તેમને પૂજ્યા છે. બિસ્માર્કે પાર્લામેન્ટને બરખાસ્ત કરી તે કાયદેસર હતું? વીલીયમ પહેલો પોતે જરમનીનો શહેનશાહ બેઠો ત્યારે સામ્રાજ્ય કાયદેસર રીતે અસ્તિત્વમાં આવ્યું હતું. ? પક્ષી ગાય છે કારણ કે તે પક્ષી છે. રાજકારણી પુરૂષ સરમુખત્યાર બનવા આગળ ધપે છે ત્યારે તેને કોઇ અટકાવી શકતું નથી." બોલતો હિટલર અક્કડ થઇ ગયો. એની આંખો આખી અદાલત પર ત્રાટક કરી રહી. એક સ્ત્રીથી એના સાથીદારને મોટેથી કહી દેવાયું: "માળો! ગાંડો બાવો છે, હો!"

પછી સરકાર પક્ષથી હેર-વોન-કારની જુબાની લેવાઇ. અને ત્યારે નેતા હિટલરનો શિકાર થઇ જશે, એવી ધાક લાગી. વોન-કારે કહેવા માંડયું:

"જ્યારે એણે હાથમાં પિસ્તોલ રમાડતાં અમારા કપાળ-માં તાકીને ત્રાટક માંડયું ને આંખો મિંજવી, ત્યારે મેં જનરલ લોસોવ અને કર્નલ સીસરને ઇશારત કરી કે એ નાટકમાં જોડાય, ને સહી કરે."

"એ નાટક હતું કે બળવો?" કોઇએ મજાક કરી અને શ્રોતાઓમાં એક ગમતી ગણગણાટ શરૂ થયો.

પણ લુડેન ડોર્ફ એકદમ ઉભો થઇ ગયો ને બોલવા માંડયો: એ મજાક નહોતી, આ મજાક નથી." એણે હિટલર તરફ આંગળી

ફરી " જે વ્યક્તિ તમારી સામે ખડી છે તે ........ "
હિટલરને પોતાની જાત સાથે નારી જાતીનો પ્રત્યય જોડાય તે ગમ્યું નહિ: પણ લુડેન ડોર્ફે આગળ ચલાવ્યું:

"તે ઇતિહાસના ન્યાય સામે ઉભી છે. જો જરમનીમાં રાષ્ટ્રવાદી ચળવળ નિષ્ફળ નિવડશે તો તે માટે અપરાધી......"

" તમે મને સાંભળો. " એણે વચમાંનું મનમાં બોલી આગળ ચલાવ્યું, " આજે જરમનીનો આત્મા ખોવાઈ ગયો છે. જરમની તેને માટે આક્રંદ કરે છે. જે લોકો આજે અદાલતમાં ગુનેગારો તરીકે ઉભા છે, તેમને મુક્ત કરો અને જરમનીને એનો આત્મા સાંપડશે. "

પછી અદાલતે ચૂકાદો આપ્યો. એડોલ્ફ હિટલર, ડો. પોહનેર, લેફ્ટેનન્ટ જનરલ ક્રીબેલ અને ડો. વેબરને પાંચ વરસની જેલની શિક્ષા થઇ, પણ પાછળથી અદાલતે જ ઉમેર્યું કે, છ માસ પછી જ કદાચ તેમને છુટા કરવામાં આવે. બીજા પાંચને એક વરસ ને ત્રણ માસની શિક્ષા થઈ. બીજા ત્રણને છોડી મૂકવામાં આવ્યા. જનરલ લુડેન ડોર્ફ તેમાંનો એક હતો.

" તમે મને કંઇ જ શિક્ષા ન કરીને ન્હાનપ લગાડો છો" જનરલ લુડેન ડોર્ફે છૂટકારા સામે ફરિયાદ નોંધાવી.

**પછીનાં** થોડાંક વરસ જરમન ઇતિહાસની રંગભૂમિ પરથી હિટલરનો રાષ્ટ્રીય સમાજવાદી પક્ષ ઉતરી પડયો. ૧૯૨૪માં એ પક્ષને રીશ્ટાગની ચૂંટણીમાં, ૧,૯૦૦,૦૦૦ મત મળ્યા હતા તથા ૩૨ બેઠકો મળી હતી; પણ તે જ સાલના ડિસેંબરમાં ચૂંટણી થઇ ત્યારે એને મળેલા મત ૮૪૦,૦૦૦ તથા બેઠકો કેવળ ચૌદ હતી.

૧૯૨૫ ના જાન્યુઆરીમાં જરમન રાષ્ટ્રવાદીઓની સરદારી-વાળી ક્રાન્તિ વિરોધીઓની સરકાર સ્થપાઇ અને પછી ત્રણ માસે ફીલ્ડ માર્શલ વોન-હિંડનબર્ગ જરમન પ્રજાસભા રીશના પ્રમુખ તરીકે ઇબર્ટની જગાએ ચૂંટાયો. આ વખતે રાષ્ટ્રીય સમાજવાદી-ઓએ હિંડનબર્ગ માટે મત આપ્યા તથા પોતાના આ પગલાંથી જરમનીમાં ક્રાન્તિવિરોધી બળોના આગેવાનને સલામી ભરી.

ઇ.સ. ૧૯૨૬ માં રાજાઓ કે ઠકરાતોને ભૂંસી નાખવા સામેના સંગીતમાં રાષ્ટ્રીય સમાજવાદીઓએ સૂર પૂર્યો અને સામ્યવાદીઓનો સામનો કરતાં પોતાનો અવાજ જાહેર કર્યો કે, "રાજાઓને ભૂંસી નાખવાની વાત સારી રીતે કમાયલી પવિત્ર મિલ્કતના ભંડારોને પડાવી લેવા જેવી છે." અને તે જ સમયે રીસ્ટાગમાંના નાઝી આગેવાને સાફ સાફ કહ્યું કે "સામ્યવાદીઓના કૈસરનું ભરણું બંધ કરવાના અને રાજાઓ, ઠકરાતો કે ઉમરાવોની

સંસ્થાને ભૂંસી નાખવાના ઠરાવ સાથે પોતે સંમત નથી; અને, "ન્યાયનો ખ્યાલ આપણને રાજાઓની સંસ્થાને ભૂંસી નાખવાના સામ્યવાદી પ્રસ્તાવને ફેંકી દેવાની ફરજ પાડે છે. જરમનીના શુદ્ધ સમાજવાદે માલિકોના ખાનગી હક્કોની પવિત્રતાનો સ્વીકાર કરવો જોઇશે." જરમનીના મહાત્માની જેમ નાઝી મહાત્માઓ જરમની માટેના ખાસ સમાજવાદનો અર્થ કરી રહ્યા, તથા બદલામાં જરમન માલિક વર્ગે તેમને તેમના ન્યાયી ખ્યાલનું રક્ષણ કરનારા લડાઇખોરોને ઉભા કરવા માટે સોનાના સિક્કાઓનાં નજરાણાં ધરીને નવાજવા માંડયાં.

પકડાયા પછી તરત જ છુટેલો નાઝી નેતા હિટલર હવે આ વાત ઉચ્ચારતો દક્ષિણ અને પશ્ચિમ જરમનીમાં ફરતો થઇ ગયો હતો. માલિકોને ઉદ્યોગપતિઓએ એનાં મુકત કંઠે વખાણ કર્યાં, અને રીનીશ-વેસ્ટ ફેલીશ- ઝીટંગ નામની ઉદ્યોગપતિઓની સંસ્થાએ એને સોનેરી વચનો આપ્યાં.

અને બીજી બાજુથી સ્ટ્રેસર અને ગોબેલ્સે સમાજવાદી શબ્દો વાપરી ઠેકડા મારવા શરૂ કર્યા. સ્ટ્રેસરે ઉત્તર અને પૂર્વ જરમનીમાં પ્રચાર શરૂ કર્યો, તે જ વખતે જુવાન કેથોલીક ગોબેલ્સ રાઇન-લેન્ડથી દોડી આવ્યો. સ્ટ્રેશરે " નેશનલ સોશીઆલીસ્ટ કોરેસ્પોન્ડન્સ " નામનું છાપું શરૂ કર્યું હતું અને ગોબેલ્સ " ડર-એનગ્રીફમાં " બોલતો હતો. ગ્રેગર સ્ટ્રેશરનો ભાઇ ઓટો જે પહેલો સોશીઅલ ડેમોક્રેટ હતો તેણે બરલીનમાં છાપખાનું શરૂ કર્યું અને રાષ્ટ્રીય સમાજવાદનાં ત્રણ છાપાં ત્યાંથી છાપવાં શરૂ કર્યાં. ખૂની રાષ્ટ્રવાદને ઝડપવા એમણે સમાજવાદી સૂત્રોપર ઠેકવા માંડયું. "શોષિતોને ખાતર ......શોષકોની સાગે........" ગ્રેગર સ્ટ્રેશરે " રોટી અને સ્વતંત્રતા "ની બૂમ પાડી, અને

" હથોડા ને સમશેર " નો સાદ દીધો.

અને રાષ્ટ્રીય સમાજવાદી પક્ષને અંદરથી મજબૂત અને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન થયો. ૧૯૨૬ માં સભ્યોની સંખ્યા સત્તર હજારની હતી, તે ૧૯૨૭ માં ૪૦,૦૦૦ થઈ; અને નર્નબર્ગમાં અધિવેશન મળ્યું, અને તેણે પક્ષની સાફસુફી અંદરથી પણ હાથ ધરી. ભયંકર પણ મુરખ એવા ડીનટરને અને નામચીન અને વગોવાઇ ગએલા ખૂની હીન્સને બરતરફ કરવામાં આવ્યા. (જો કે એ જ હીન્સને પછીથી હિટલરે બ્રેસલોના પોલિસ વડા તરીકે નીમ્યો હતો.)

તોય ૧૯૨૮ ના મે માસમાં રીસ્ટાગની ચૂંટણીમાં પક્ષને ૧૨ બેઠકો જ મળી. ૧૯૨૪થી ૧૯૨૭ ના અંત સુધી જરમનીમાં રાષ્ટ્રીય સમાજવાદી ફાસીસ્ટ પક્ષને આગળ આવવાની પરિસ્થિતિ જોઈએ વીતે ખીલી ઉઠી નહોતી.

પણ પછી તરત જ કટોકટી ( crisis ) શરૂ થઈ ગઇ. ઉત્પાદન ઓછું થયું અને બેકારી વધી પડી. ૧૯૨૮ ના મજૂરીના દર ઘટતાં ઘટતાં પચાસ ટકા જેટલા ઓછા થઇ ગયા. ઇ. સ. ૧૯૩૨ ના અંતમાં તો બેકારોની સંખ્યા નેવું લાખ જેટલી જંગી બની ગઇ. આ કટોકટીએ મધ્યમ વર્ગના મોટા મોટા વિભાગોને રખડતા કરી દીધા. દેવાળું દરરોજનો વ્યવહાર બન્યું. નાના નાના વેપારીઓ અને મધ્યમ વર્ગના ખેડૂતોની બોચી બેસી ગઇ. શિક્ષકો, ડોકટરો, વકીલો ને ઇજનેરો, લેખકો તથા કલાકારો બધા જ આ કટોકટીમાં ઝડપાયાં. હજારોની સંખ્યામાં મધ્યમ વર્ગના વિવિધ ટુકડાઓ બરફના રખડતા બેટાની જેમ ફરતા થઇ ગયા. કલાકો લાંબા થયા, પગારો ટુંકા થયા. કામનું રોકાણ કમી થયું, કમાણી સંકેલાઇ ગઇ. ડેવીસ

યોજનાએ આપેલી આશાઓ ધૂળભેગી થઈ ગઇ.

એટલે પાછો ઉદ્દામવાદ ઉંચો થયો. મધ્યમવર્ગે રાજકારણ-નો ઉદ્દામ અભ્યાસ શરૂ કર્યો. મજૂરોએ સામ્યવાદ પર મીટ માંડી: ઉત્તર જરમનીમાં ખેડૂતોએ પોલીસો સામે રમખાણ કર્યાં. એક પછી બીજા બોંબના ધડાકા સંભળાયા. શ્લીસવીગ–હોલસ્ટીનમાં સરકારી કચેરીઓને ઉડાડી દેવાના પ્રયત્નો થયા.

૧૯૨૮માં કોએલીશન સરકાર ગાદી પર બેઠી. સોશીઅલ ડેમોક્રેટિક પક્ષનો પ્રમુખ હરમન–મુલર ચેનસેલર બન્યો. હીલ ફરડીંગ નાણાંખાતાંનો પ્રધાન થયો. ૧૯૩૦ ના માર્ચમાં મુલર પ્રધાન મંડળ વિખરાઇ ગયું; બ્રુનીંગ સરકાર સ્થપાઇ. બ્રુનીંગ રીશ્ટાગમાં બહુમતીમાં નહોતો, તોય ભલા ભોળા સોશીઅલ ડેમોક્રેટોએ તેને પોષ્યો. બ્રુનીંગે રાષ્ટ્રીય સમાજવાદને સરકારમાં ભેળવવાનો રસ્તો ખુલ્લો કરવા માંડ્યો. લાલ–મોરચા નામની સામ્યવાદીઓની લડાયક સંસ્થાને બંધ કરવામાં આવી. અને નાઝીઓને તેમના લડાયક મંડળો બાંધવાની રજા આપવામાં આવી.

એવો બ્રુનીંગનો કારભાર શરૂ થયો. સોશીઅલ ડેમોક્રેટોએ તે પર પોતાનું મત્તું માર્યું. બેકારોનું ડોલ કમી થયું. યુદ્ધના અપંગોની ખાવટી પર કાપ પડ્યો. વિધવાઓ અને અનાથો ભીખ માગતા થયા. નવા કરો જનતા પર ઝઝૂમી રહ્યા. બહારથી આવતા માલપરની જકાત વધી, એટલી વસ્તુઓના ભાવ વધ્યા. સામ્યવાદી છાપાંઓ બંધ થયા અને કામદારોના દેખાવો પ્રતિબંધાયા. સોશિયલ ડેમોક્રેટોએ આ બધા પર પોતાના અંગુઠાનું નિશાન પાડી આપ્યું ને સામ્યવાદી ચળવળ પર ઘા કર્યો, અને હિટલરવાદને સત્તાપર ચઢાવવા હાથ આપ્યો. ૧૯૩૦ માં રાષ્ટ્રીય સમાજવાદી નાઝી ફ્રીક થુરીનજીઆમાં પ્રધાન થયો. હિટલરે હવે ખુલ્લી રીતે

પોત પ્રકાશ્યું અને ગોબેલ્સે ગાયું કે: "અમારો પક્ષ શુદ્ધ જરમન મૂડીનો પક્ષ કરશે."

અને ગોબેલ્સના જોડીઆ ગ્રેગર સ્ટ્રેશરને ખોટું લાગ્યું. ૧૯૩૦ના મે માસમાં એણે અંદરથી બળવાનો અવાજ કાઢ્યો અને કહ્યું કે "સમાજવાદીઓએ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષ છોડવો જોઇએ" અને એની સાથે નાઝી નેતા હિટલરને ચર્ચા થઈ. વાડામાંથી છટકવા જતા સ્ટ્રેશરને સમજાવવાનો પ્રયત્ન કરતાં હિટલરે કહ્યું કે,

"કામદારોને રોટલી વિના બીજું કશું જોઈતું નથી. આપણું કામ માલિકોની પસંદગી કરવાનું છે; નૈતિક કે સહાનુ-ભૂતિની લાગણીથી વિવશ બનવાનું નથી."*

"હં!" સ્ટ્રેશરની ઉંઘ ઉડતી હતી. "પણ ધારો કે આવતી કાલે તમારા હાથમાં સત્તા આવે તો શું તમે ક્રુપની પેઢીની માલિકી છે તેવી જ રાખશો?"

"હા." હિટલરના ચહેરા પર એક કટાઈ ગએલું હાસ્ય બિહામણું બન્યું. એણે ચોખવટ કરી: "અલબત! તમે શું ધારોછો! આપણે વેપારનો નાશ કરવાના નથી. અંગત મિલ્કત ને મકાનોનો નાશ કરવાના નથી. ઇટાલીઅન ફાસીઝમે આપણી પાસે આદર્શ

*"Great mass of the workers wants nothing more than bread and circuses. It has no comprehension of any ideals, and we shall never be able to count on ideals to win the workers in large numbers. We want a selection from the new master class, who are not guided as you are by a morality of sympathy."

"કામદારોને મોટા પગાર અને માલિકોને મોટો નફો, ખેડૂતોને ઓછા દર અને જમીનદારો ને જંગી લાભ, મધ્યમ વર્ગને સોંઘો ખોરાક અને ખેડૂતોને ઉંચી કિંમતો......" વ્યાઘાતો નીચે કચડાતો સ્ટ્રેશર મૂરખ બનીને પાછો વળતો હતો ત્યારે એને મૂરખ પાછળ મરણનો પડછાયો હસતો હતો.

એકલા માલિક લોકને સાફ સાફ સમજાઇ ગયું હતું કે, મૂડીવાદી આર્થિક ઘટનાનું જીવન એના એકલાના હાથમાં જ સલામત છે, અને એણે જરમન મુરલીધરોને સાફ સાફ સમજાવ્યું કે એનો પોતાનો રાષ્ટ્રીય આર્થિક કાર્યક્રમ ઇટાલીના ફાસીસ્ટ કાર્યક્રમની જેમ હચમચી ગએલા આજના મૂડીવાદી કમઠાણને મજબૂત ને વ્યવસ્થિત રીતે સદ્ધર બનાવવાનો છે.

અને ૧૯૩૦ના સપ્ટેંબરમાં રીસ્ટાગની ચૂંટણીમાં જરમન મુરલીધરોના સુવર્ણથી નાઝીનેતા એડોલ્ફ હિટલરના રાષ્ટ્રીય સમાજવાદી પક્ષે પહેલો વિજય નોંધાવ્યો અને ૧૦૭ બેઠકો કબજે કરી. રીસ્ટાગમાં નાઝી પક્ષનો નંબર સોશિયલ ડેમોક્રેટ પછીનો બીજો આવ્યો. સામ્યવાદીઓનું જોર ત્રીજું બન્યું.

"કામદારોને મોટા પગાર અને માલિકોને મોટો નફો, ખેડૂતોને ઓછા દર અને જમીનદારો ને જંગી લાભ, મધ્યમ વર્ગને સોંઘો ખોરાક અને ખેડૂતોને ઉંચી કિંમતો......" વ્યાખ્યાનો નીચે કચડાતો સ્ટ્રેશર મૂરખ બનીને પાછો વળતો હતો ત્યારે એને મૂરખ પાછળ મરણનો પડછાયો હસતો હતો.

એકલા માલિક લોકને સાફ સાફ સમજાઇ ગયું હતું કે, મૂડીવાદી આર્થિક ઘટનાનું જીવન એના એકલાના હાથમાં જ સલામત છે, અને એણે જરમન મુરલીધરોને સાફ સાફ સમજાવ્યું કે એનો પોતાનો રાષ્ટ્રીય આર્થિક કાર્યક્રમ ઇટાલીના ફાસીસ્ટ કાર્યક્રમની જેમ હચમચી ગએલા આજના મૂડીવાદી કમઠાણને મજબૂત ને વ્યવસ્થિત રીતે સદ્ધર બનાવવાનો છે.

અને ૧૯૩૦ના સપ્ટેંબરમાં રીશ્ટાગની ચૂંટણીમાં જરમન મુરલીધરોના સુવર્ણથી નાઝીનેતા એડોલ્ફ હિટલરના રાષ્ટ્રીય સમાજવાદી પક્ષે પહેલો વિજય નોંધાવ્યો અને ૧૦૭ બેઠકો કબજે કરી. રીશ્ટાગમાં નાઝી પક્ષનો નંબર સોશિયલ ડેમોક્રેટ પછીનો બીજો આવ્યો. સામ્યવાદીઓનું જોર ત્રીજું બન્યું.

**એ**ડોલ્ફ હિટલર એમ સમજ્યો કે પોતે નેપોલીયન ને સિકંદર જેવો જાદુઇ મુરલીધર છે ને એની આસપાસ જીતાયલું જરમની ને જીતાયલી દુનિયા નાચે છે. અને હિટલરની સોડમાં ભરાયલા ખાટકીઓના ને વકીલોના, માસ્તરોના ને મહેતાજીઓના, ડૉક્ટરોના ને વીમા કંપનીના એજન્ટોના છોકરાઓ એમ સમજ્યા કે મુરલીધરો પોતે જ છે. અને ૧૯૩૩ ના ફેબ્રુઆરીના ૨૮ મા દિવસે તોફાન-ટૂકડીઓની બરાકોમાંથી તોફાની બારકસો જેવા નીકળી પડયા અને મજૂરો પર ને યહુદીઓ પર, સમાજવાદીઓ ને સામ્યવાદીઓ પર હથિયારો લઇને તૂટી પડયા.

પણ એ ખૂની રમખાણો પાછળના દોરીસંચાર કોના હતા? એ બધી નાઝી હીલચાલ નીચેનાં શાંત દેખાતાં ભીતર ક્યાં હતાં? અને એ ભીતરમાં ખડકાયલી સાચી કઇ ગ્રન્થિઓના વાણા ઉકેલાતા હતા?

એ સૌની પાછળ જરમનીના જાજરમાન લક્ષ્મીનંદનો હતા. એ માયાવી મુરલીધરો કોલસા ને લોખંડની માલિકી પર બેસીને કોલસા ને લોખંડનું રાજકારણ રચતા હતા. હિટલરને એની ડગલીઓ, મોટો સિકંદર ને નાના સિકંદરો, એ કોલસો ને લોખંડના રાજકારણની મુરલીમાં મરડાતા રાગની રમઝટ પ્રમાણે તાલબદ્ધ થતા તાંડવ ખેલતા હતા. એ લોખંડ ને કોલસાનાં અર્થકારણ

ને રાજકારણોએ જરમન રાષ્ટ્રીય-સમાજવાદનો ઉદય રચ્યો હતો. એ ઉદયનો આગેવાન એડોલ્ફ હિટલર હતો. અને ફેસીઝમનો નાઝીવાદ સ્થાપતો હતો. પણ એ સૌની પાછળ રહેલો ફરનો મુરલીધર ( mogmate ) થાયસેન હતો.

બ્રેમેનમાં નોર્ડવેલની પેઢી તૂટી હતી અને મૂડીવાદી ઘટનામાં પેઢીઓ તૂટે તો શું થાય તે બતાવી આપ્યું હતું. એમાં રોકાયલા સેંકડો મીલીયન માર્ક તૂટયા હતા અને પરિણામે ડેનટ એંક ઓફ જેકોબ તૂટી ગઇ હતી. પણ હવે તો જરમનીને એના પાયામાંથી હલાવી નાખે અને અર્થઘટનાનો ઘડો ફોડી નાખે એવી કટોકટી હાથવેંતમાં દેખાતી હતી. જરમન સ્ટીલ ટ્રસ્ટની જંગી પેઢી તૂટવાની તૈયારી દેખાડતી હતી.

એમાં રોકાયલા બે લાખ કામદારો, કારકુનો અને બીજાઓ મળીને દશ મીલીયન ટન લોખંડ બજારમાં મૂકતા હતા. એ સ્ટીલ ટ્રસ્ટ જરમની ને જોઈતા કુલ કોલસાનો અરધો અરધ જથ્થો નિપજાવતું હતું. એ ટ્રસ્ટની મિલ્કત ૧૩૪ મીલીયન સ્ક્વેર મીટર પર પથરાઈ હતી. પેરિસ અને જૂની જરમન પોલિશ સરહદ સુધી પથરાય એટલી એની પોતાની રેલ્વેઓ હતી. એનાં પોતાનાં ૧૪ બંદરો હતાં, ૨૦૯ વીજળીનાં પાવરસ્ટેશન હતાં. અને એનાં કામદારોનાં રહેઠાણ બધાં મળીને આઠ હજાર હતાં.

પણ ટ્રસ્ટની રોજની લોખંડની નિપજ પચીસ હજાર ટનને બદલે ૫૪૦૦ ટન જેટલી થઇ ગઈ અને કોલસાની નિપજ રોજના એક લાખ ટનથી ૪૦,૦૦૦ ટન જેટલી થઇ ગઈ. સવાલ તો એક જ હતો કે એવું મોટું જંગી ટ્રસ્ટ પડી જાય તો ?

તો જરમની આખાની કોલસા ને લોખંડની નિપજ અસ્તવ્યસ્ત થઈ જાય. પરદેશના બજારોમાંની લોખંડ ને કોલસાની

જરમન પેઢીઓ તૂટી જાય. જરમનીની બેંકીંગ પદ્ધતિ તૂટી પડે. જો એ જંગી પેઢી દેવાળું ફૂંકે તો જરમનીના મૂડીવાદ અને સમાજઘટનાને મરણતોલ ફટકો પડે. ઇજારાઓ, વીજળીક ઉદ્યોગો એ બધુંય પાયામાંથી હચમચી ઉઠે. અને એમ થાય તો સૌના પાયામાં રહેલી ખાનગી-અંગત મિલ્કતની પવિત્રતાનું શું? જરમનીની જનતાનો રોષ ભભૂકી ઉઠે અને લોકો નવાં સાહસ કરે.

રૂરના મહાન મુરલીધરોના કપાળ પર હાથ હતો. થાયસેન, ફ્રીડરીચ, અને ઓટોવુલ્ફ ઊંડી ચિંતામાં પડયા હતા. એમને અંગત મિલ્કતને જોખમમાં આવેલી અટકાવવી હતી. એમને પોતાની કરોડોની મિલ્કતને ઉગારવી હતી. એમની આંખમાં ચિંતા ઉંડી હતી, જાણે આખો ક્રમ કોઈ પાતાળી ગર્તામાં ધકેલાઈ જતો હતો. ભાવ ગગડતા હતા. ૧૯૩૧ ના છેલ્લા દિવસે સ્ટીલ ટ્રસ્ટ શેરના ભાવ ૧૨૫ ટકા હતા. આજે પંદર ટકે આવીને ઉભા હતા.

એમ મૂડીવાદ ગબડે તો મૂડીવાદી સરકાર પણ ગબડે ને! બ્રુનીંગ સરકાર મદદે દોડી આવી. અર્ધા શેર સરકારે ૧૨૫ મીલીયન માર્કથી ખરીદી લીધા. ને શેરની ત્યારની કિંમત ૨૨ કે ૨૫ ટકા જેટલી હતી તેના મૂડીવાદી સરકારે ૯૦ ટકા આપ્યા, અને એ જ શેર ખાનગી માલિકીને નહિ જેવી કિંમતે સરકારે વેચી દેવાની તત્પરતા બતાવી. સ્ટીલ ટ્રસ્ટ બચી ગયું, જાણે એનો નવો જન્મ થયો. પણ એના નવા જન્મેલાની માલિક માતા કોણ બને? સરકારે ખોટ ખાધેલા શેરની માલિકી કોને મળે? જેનું આર્થિક ને રાજકીય સ્થાન ને સત્તા અગત્યના હોય તેને. આર્થિક સવાલ રાજકીય બન્યો અને મુરલીધરોમાંથી થાયસેન રાષ્ટ્રીય સમાજવાદી દુંદુભિ ગગડાવતો આગળ આવી લાગ્યો.

પણ એની હરીફ એવી મુરલીધરોની બીજી ટોળકી હતી. તેનો નાયક ઓટો–વુલ્ફ હતો. એ ટોળીની કેથોલિક મંડળોમાં લાગવગ હતી અને બ્રુનીંગ સરકારને તે પસંદ હતી, અને બરલીનની ડ્રુશે બેંકની સરદારી હતી. એમાં ઉદાર મતવાદીઓ હતા. અને કેથાલિક તથા જ્યુ હતા.

બ્રુનીંગ–સ્લીશરની સરકાર એ ટોળી સાથે જ પોતાનો પાસો નાખશે તે વાત ચોકખી હતી, પણ તેમ થાય તો કોન્ટી-નેંટલ સ્ટીલ ટ્રસ્ટનો, જરમની અને ફ્રેંચ મૂડીના હિતોનું સંગઠન કરવાનો, ઓટો વુલ્ફનો ખ્યાલ અમલમાં આવે તે પણ સ્પષ્ટ હતું; અને તેમ થાય તો જરમનીના રાજકારણ પર ફ્રેંચની હકુમત રહે તે પણ સાફ હતું.

અને થાયસેનની ટોળકી? થાયસેનની ટોળી આક્રમણકારી રાષ્ટ્રવાદી ખ્યાલ માટે મશહૂર હતી. એ ટોળીનો ગઈ કાલનો પૂર્વજ સ્ટીન્સ હતો. જે રૂરના વિગ્રહખોર રાજા તરીકે નામચીન બની ચૂકયો હતો. કદાચ જરમનીનો સૌથી પહેલો એ જ રાષ્ટ્રીય સમાજવાદી હતો. જ્યુ જેહાદના ઝેર એના ટેરવા પરથી ટપકયાં હતાં. મહાન જરમન સામ્રાજ્યનું સ્વપ્ન એના માથામાંથી સર્યું હતું. સ્ટીન્સના મરણ પછી થાયસેન, ફ્લીક અને વોગલર એવા જ આક્રમણકારી જરમન શાહીવાદનું અખંડ સ્મરણ કરતા હતા.

સ્ટીલ ટ્રસ્ટના પ્રમુખ થાયસેને તથા તેના જનરલ મેનેજર વોગલરે ત્રણ વરસ પહેલાં ઓટો–વુલ્ફના બધા શેર ખરીદી લેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તેમાં તેમણે લાખો માર્કની હાર ખાધી હતી. એમણે એ જ રીતે ડ્રુશે બેંક પર પણ આર્થિક આક્રમણ કર્યું હતું અને પરિણામે ડેનટ બેંકને સહન કરવું પડયું હતું. એ સૌમાં એક જ આડખીલી એમને નડી હતી. ઓટો વુલ્ફને

સાથ આપનાર બ્રુનીંગની ઉદાર મતવાદી કેથોલિક સરકાર હતી.

પણ હવે તો થાયસેન ટોળકી પાસે પોતાની સત્તાના જીવન મરણનો સવાલ ખડો થયો હતો. થાયસેને આજ સુધી ફ્રેંચ વિરોધી રાષ્ટ્રવાદી અભિપ્રાયનું સેવન કર્યું હતું. ૧૯૨૩ માં ફ્રેંચોએ રૂર પર ચઢાઇ કરી ત્યારે એકલા થાયસેનની જ ધરપકડ કરવામાં આવી હતી. અને થોડાક માસ ફ્રેંચ કારાગાર સેવવું પડયું હતું. આજે એની પાસે ૧૦૨૦ મીલીયન માર્કની કિંમત જેટલી અંગત મિલ્કત હતી અને આજે જ બ્રુનીંગની સરકારને ઉથલાવી પાડી પોતાની સરકાર સ્થાપવાની એને ફરજ પડતી હતી. થાયસેનની મુરલીધર ટોળકી હિટલરને માટે રસ્તો ખુલ્લો કરતી હતી. એ ટોળી માટે એ વિના બીજો માર્ગ હતો નહિ.

ઈ...સ...૧૯૨૭માં થાયસેન અને વેગલરને મુસોલીનીએ આવકારભરી મુલાકાત આપી અને પછી તરત જ થાયસેને એડોલ્ફ હિટલર સાથે મસલત કરી. ત્યાર પછી તરત જ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષનાં સાધનો વધ્યાં, સામગ્રી વધી, કારણ કે સૌની પાછળ થાયસેનનું સુવર્ણ હતું. થાયસેન પોતે પક્ષનો સભાસદ અને કોષાધ્યક્ષ બન્યો તથા નાઝી નેતાનો પરમ મિત્ર બની રહ્યો.

થાયસેને ચૂંટણીના, રમખાણોનાં, બધાં ખરચ ચૂકવવા માંડ્યા. ૧૯૨૯ માં એણે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષના નેતા એડોલ્ફ હિટલરને પહેલીવાર સ્ટીલ ટ્રસ્ટના માલિકોના ડુસેલ્ડોર્ફના નિવાસમાં આમંત્રણ આપ્યું તથા ત્યાં તેને બીજા ધણા ઉદ્યોગપતિઓનું ઓળખાણ કરાવવામાં આવ્યું. ૧૯૩૨ માં થાયસેને નેતાને ફરીવાર ડુસેલડોર્ફમાં બોલાવ્યો તથા તે વખતે ત્યાં જ બે હજાર ઉદ્યોગપતિઓને ભવિષ્યનો કાર્યક્રમ નક્કી કરવા એકઠા

કરવામાં આવ્યા હતા. ત્યાં જાહેર રીતે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષને એક મોટી જંગી રકમ ચૂંટણી જંગમાં ખરચવા માટે આપવાનું નક્કી કરવામાં આવ્યું. એ જંગી રકમ માટે કોલસાની કિંમતમાં અમુક વધારો કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. અને થોડા જ દિવસમાં થાયસેને હિટલરને ત્રણ મીલીયન માર્ક પહોંચાડી દીધા. હિટલરનું રાજકારણ થાયસેનના અર્થકારણ પર બંધાવા માંડયું. એ ઉપરાંત થાયસેને હિટલરને મદદ કરવા બે રાજકારણી મિત્રો આપ્યા, એક હયુગેન બર્ગ (થાયસેનની પેઢીના ડાયરેક્ટરોમાંનો એક) તથા બીજો વોન-પેપન.

વોન પેપન સાથે થાયસેને ખાનગી મુલાકાત કરાવી તથા હિટલર અને પેપને સંયુક્ત સરકાર ચલાવવી એમ નક્કી થયું. થાયસેનની સંમતિથી હિટલરે નક્કી કર્યું કે હિડનબર્ગ એને સરકાર રચવાનું આમંત્રણ આપે કે તેનો એણે તરત જ સ્વીકાર કરવો.

એમ થાયસેન-હિટલર-વોનપેપન-હયુગેનબર્ગની ટોળી રચાઈ અને તેની પાછળ અનેક ઉદ્યોગપતિઓ ઉભા. એ બધાએ મળીને હિડનબર્ગના દિકરાને પણ પોતાના સાથમાં લીધો.

રાષ્ટ્રીય સમાજવાદી પક્ષે થાયસેનના પાંચ મુદ્દા સ્વીકાર્યા. એ મુદ્દા નીચેના હતા.

(૧) થાયસેનની ટોળીને સ્ટીલ ટ્રસ્ટની માલિકી આપવી, (૨) કોલસા અને લોખંડના બધા ઇજારાઓનું રક્ષણ કરવું, (૩) ઉદ્યોગમાં આડાં આવતાં કેથોલિક અને યહુદીઓનાં મંડળોનો નાશ કરવો, (૪) સામ્યવાદી અને સમાજવાદી કાર્યકર્તાઓને કચડી નાખી મજૂર મંડળોને બંધ કરવાં, (૫) આક્રમણકારી શાહીવાદી કાર્યક્રમથી જરમન મૂડીને નવાં ક્ષેત્રો આપવાં.

થાયસેન લોખંડ ને કોલસાનો રાજા બની રહ્યો. ૧૯૩૩

ના નવેમ્બરની ૨૮ મી તારીખે એણે ટ્રસ્ટની સામાન્ય સભામાં જાહેર કર્યું કે, "આપણી કંપની આજે દુનિયાની બીજી એવી કંપનીઓમાં સર્વોપરી છે. અને વરસો સુધી વિચારાયલો જરમન ઉદ્યોગવાદનો દુનિયાના દરેક બજારો પરના આક્રમણનો કાર્યક્રમ હવે અમલમાં આવશે એમ હું ધારૂં છું."

**યુદ્ધના** અંત પછી વરસાલીની શાંતિસુલેહનું ઘાતકીખત લખાયું ત્યારે જરમનીનું રાજકારણ ધૂંધવાતું થઇ ગયું હતું, અને મહાયુદ્ધની બધી જવાબદારી ને તેથી તેનાં પરિણામોની બધી નુકસાની જરમન શબ પર લાદવામાં આવી હતી.

પણ જરમનીનું મુડદું દફનાયું નહોતું. એની છાતી પર ચઢી બેઠેલા વિજેતાઓના વિકરાળ સ્વરૂપને એનું ચાલે તો એ રહેંસી નાખે, પણ એનું ચાલે તેમ હતું નહિ, એટલે એ નીચે પડયું પડયું હાલતું હતું ને એના રાજકારણી પુરૂષો માગણીઓ મૂકતા હતા કે,

અમારે આપવાની બધી નુકસાનીઓ રદ કરો.

બીજી સત્તાઓ જેટલા જ અમને પણ શસ્ત્ર સજવા દો.

પોલીશ કોરીડર અને ડાનઝીગનું નગર અમને પાછું સોંપો.

અમને પોલીશ અપર–સીલેશીઆ આપો.

જરમન ઓસ્ટ્રિયા અમને ખાલસા કરવા દો.

અમારાં સંસ્થાનો અમને પાછાં સોંપો.

બેલજીયમ પાસેથી અમને યુપેન–માલમેડીનો પ્રદેશ પાછો અપાવી દો.

અને.........?

" બસ, બસ........" વિજેતાઓ લુખું હસતા 'બસ'

બોલતા હતા; અને જરમન મડદાને હાલીને હિંસા કરી દેવાના કે બોલીને અશાંતિ લાવી દેવાના આધ્યાત્મિક અપરાધ સામે ચેતવતા હતા.

પછી માનવંતી લડાઇની શકયતા નહોતી, એટલે લોહી લુહાણ જરમનીએ રૂર પર આવતાં ફ્રેંચ અને બેલજીયમ જાલીમો સામે શાંત સત્યાગ્રહ શરૂ કર્યો. તે ૧૯૨૩ ના સપ્ટેંબરના ૨૬ મા દિવસ સુધી ચાલ્યો.

એ શાંત સત્યાગ્રહને દોરનાર એક સ્ટીન્સ નામનો હતો. રૂરની 'જરમન સ્ટીલ ટ્રસ્ટ' નામની પેઢીનો માલિક હતો પણ મહાત્મા જેવો લાગતો હતો અને એણે કામદારો અને માલિકો વચ્ચે ભાગીદારીની અને વાલીપણાની વાતો તરતી મૂકી હતી.

ઢીચકો સરખો, શ્યામરંગો સ્ટીન્સ નીચો નમીને મુજરો કરતો, મુખ મલકાવી ને હસતો ને આંકડા ગણીગણીને પગલાં માંડતો અને એનાં હરીફોને હથિયાર વિના હણતો, સ્પા પરિષદ માં વણમાગ્યો પહોંચી ગયો હતો; અને વિજેતાઓના પ્રતિનિધિઓ સામે રજા વિના બોલવા ઉભો થઇ ગયો હતો; અને રૂર પર આવતા ફ્રેંચો સામે સત્યાગ્રહ કરવા મંડી પડયો હતો. ૧૯૨૩ સુધીના જરમન મૂડીના રાજકારણનો એ નેતા હતો. જરમનીનો એ કાળ 'સ્ટીન્સ કાળ' તરીકે જાણીતો થયો છે.

પણ પછી વરસાલીના કરારને મરડી નાખવા જેટલાં જરમન બાવડાં સાબૂત નથી બન્યાં એમ લાગતાં રાજકારણમાં બંધારણવાદ અને નમ્રતા આવ્યાં. જરમનોએ નુકસાનીનાં ભરણાં આપવાનું સ્વીકાર્યું અને ૧૯૨૪ ના ઓગસ્ટમાં લંડન મુકામે ડેવીસ યોજના ઘડાઇ, અને સ્વીકારાઇ.

જરમન માર્કનું પાછું સ્વસ્થાપન થયું. જરમનો દેવું

કરવા તૈયાર થયા અને વિજેતાઓ ધીરવા અધીરા બન્યા. સરકારે પરદેશી લોનો લીધી. મ્યુનીસીપાલીટીઓએ પણ લોનો લીધી. નવા નગર ખડા રચાવા લાગ્યા, નવાં યંત્રો ખરીદાવા માંડયાં. ડૂબેલાં જરમની માટે મ્યુનીસીપાલીટીએ 'સ્વીમીંગ બાથ' બંધાવવા માંડયા. જાણે ઘડીભર એવું જણાયું કે વિજેતાઓની લક્ષ્મીથી જરમની વિહાર કરતું હતું.

૧૯૨૪થી૧૯૨૮ સુધીમાં બધા મળીને ૨૨૦,૦૦૦,૦૦૦ પૌંડની લોન અમેરીકાએ ધીરી. બધી મળીને ૭૫૦,૦૦૦,૦૦૦ પૌંડની લોનો આવીને પડી. પછી લડાઇની નુકસાની તો ભરવાની હતી જ, પણ તેમાં આવી જંગી રકમનું વ્યાજ ઉમેરાયું. અને એ રકમથી જરમનીએ વધારે ઉંચા પ્રકારના યંત્રો ખરીદ્યાં. ઉંચા પ્રકારનાં યંત્રોએ ઓછાં માણસ સંચલન માટે માગ્યાં એટલે બકરું કાઢતાં ઊંટ પેસી ગયા જેવું દેખાયું. વીશ લાખ કામદારો બેકાર બની ગયાં.

આ ધોરણસર રૂરમાંથી ફ્રેંચ-અને બેલજીઅનોએ મુકામ ખાલી કર્યો, હવે રાઇનલેન્ડને પણ ખાલી કરવાની જરમનીએ માગણી કરી અને તેથી ૧૯૨૫ ના ઓકટોબરમાં 'લોકારનો પેકટ' પર અંગુઠો ચાંપ્યો. ૧૯૨૬ ના ફેબ્રુઆરીની ૧ લીએ પહેલો ઝોન ખાલી થયો. લીગ ઓફ નેશન્સની કાઉન્સીલમાં જરમનીને જગા મળી. નવેંબરની ૩૦મી એ રાઇનલેન્ડ નો બીજો ઝોન ખાલી થયો અને, તે વખતના રાજકારણનો નેતા. હેર-સ્ટ્રેસમેનને જરમનીનું સ્થાન દુનિયાની નજરમાં સમાન બનતું લાગ્યું.

હેર-ગુસ્તાવ-સ્ટ્રેસ-મેન બીસ્માર્ક પછીનો જરમનીનો મહાન રાજકારણી હતો. એને લેણદાર ને દેવાદારના આધ્યાત્મિક સંબંધ સ્વપ્ન આવ્યું હતું. કેવો ભવ્ય એ સંબંધનું હતો!

કાકા ગુસ્તાવે તે દેખ્યો હતો. એણે પૂર્વ બર્લીનમાં એક સલુન-વાળાને ત્યાં જન્મ પામ્યા પછી અને પછી ડોકટર બનવા માટે, એણે "બોટલ્ડ–બીર ટ્રેડ'પર નિબંધ લખ્યો હતો; અને છેવટે ઉદ્યોગપતિઓના પ્રતિનિધિ તરીકે રાજકારણમાં પ્રવેશ્યા પછી, સ્ટીન્સ સાથે ઝૂસો પાડયા પછી આ પરિણામમાં સલામત પ્રવેશ દીઠો હતો; પણ ત્યાં એકાએક ૧૯૨૯ના પાનખરમાં કાકા ગુસ્તાવ અવસાન પામ્યો અને સાથે સાથે જ ડેવીસ યોજના પણ અવસાની ગઈ. એ બેના મરણે ત્રીજાને જન્મ આપ્યો. અધીરા બનેલાં રાષ્ટ્રવાદીઓએ સેમસન કાળ ( Samsan period ) જન્માવ્યો.

વીલહેલ્મ સ્ટ્રાસના ઉપલા માળના ખુણામાં એ વરસો સુધી બેઠો હતો અને લીગ ઓફ નેશન્સ સામે અવિશ્વાસ બતાવવાનાં કારણો ઝીણવટથી શોધતો હતો, અને રાજકારણમાં બળજબરીનાં રમખાણ ને કાવાદાવા માટે પૂરતો અવકાશ મળે તેની રાહ જોતો પોતાના મહાયુદ્ધ પહેલાના દિવસોની યાદ વાગોળતો હતો. તેથી તો કરશીઅસે એને જરમન પરદેશનીતિના સંચાલક તરીકે નિમ્યો હતો. આજે એ હેર–વોન બુલોવ એની નિમણુક પરની ખુરશીના ગાલીચામાં સળવળતો હતો અને જોતો હતો કે રાઇનલેન્ડ ખાલી થયા પછી જરમન રાજનીતિ નવા તબક્કામાં પેસતી હતી.

કારણ કે જરમનીએ દરેક પળે ૮૦ માર્ક, દરેક મીનીટે ૪૮૦૦ માર્ક અને જરમનીના દરેક કલાકે ૨૮૮,૦૦૦ માર્ક ચૂકવવાના હતા. દરેક જરમનની કમાણી પર વીજળી પડતી હતી. જરમનીમાં નવા જન્મતા દરેક જરમન બાળકપર પણ એ બોજો પડતો હતો. જે દિવસે વરસાલીના કરાર પર જરમન બાંવાએ

મતું માર્યું તે દિવસે જન્મેલું જરમન બાળક જો ધોરણસર દેવું ભરતું રહે તો તે સિત્તેર વરસનું થાય ત્યારે જે લડાઇમાં એનો જરા પણ હાથ નહોતો તેની નુકસાની ભરી રહે.

અને પાછી બ્રુનીંગ સરકાર એ દેવું ભરવા માટે જીવનના ધોરણને નીચે ઉતાર્યે જ જતી હતી. પગારના ધોરણ હલકાં થતાં જતાં હતાં અને તે સાથે ખરીદ શકિત ને જીવન શકિત ઘટતી જતી હતી.

“આવો, આવો, હું તમારો તારણહાર થઇશ.” સાઠ લાખ બેકારોને એડોલ્ફ હિટલર આંખના ખૂણા ભિંજવીને બોલાવતો હતો. એ નવા મહાત્માના ભૂખ્યા વેગને જોતી મધ્યમ વર્ગની જરમન સન્નારીઓ અને પેટને દાબીને કામ ગુમાવીને સાહસની શોધમાં ટાંપી રહેલા મધ્યમ વર્ગના જુવાનો આવકારતા ચીસ પાડતા હતા, “હેઈલ હિટલર!” એમ નાઝી બાવાઓએ સ્વર્ગની શોધમાં લાંગરેલાં જહાજોનાં શઢમાં પવન ભરાતો હતો, અને સપ્ટેંબરની ૧૪ મી તારીખે એડોલ્ફ હિટલરના રાષ્ટ્રીય સમાજવાદીઓએ રીશ્ટાગમાં ૧૦૭ બેઠકો મેળવીને દુનિયાને આઘાત આપ્યો.

અને કરશીઅસે જીનેવામાં ૧૯૩૧ના ફેબ્રુઆરીના ૧૦મા દિવસે સાફ સાફ સંભળાવી દીધું કે, “અમારા ખંડેર પર ચણાતા નૂતન યરોપની અમને જરૂર નથી.” *

અને ગાઝાના દેવળમાં અંધ સેમસને આકરા ભાવિની આગાહી કરતાં કહ્યું કે “દેવળની છત બધાં પર તૂટી પડવાની છે અને મારા સાથે તમારાં માથાંના પણ ભુકકા ઉડવાના છે અને

* “We do not desire a new Europe to be built on the basis of our worst breakdown.”

જો જરમન લોક સંતોષાશે નહિ તો બધા બોલશેવિક બની જવાના છે.”

અને બાર વરસે શાંત બેઠેલો બાવો બોલી ઊઠતો હોય તેમ સરકારની ગાદી પરથી હીનરીચ–બ્રુનીંગ પણ ૧૯૩૨ માં બોલી ઊઠ્યો કે, “જરમની હવે લડાઇની નુકસાની ભરશે નહિ.”

લુડેનડોર્ફનું સ્વપ્ન સાચું પડતું હતું. જરમનીના ધૂંધવાયલા રાજકારણમાં લશ્કરવાદ આળસ મરડીને ઊઠતો હતો ને યાદ કરતો હતો.

જરમનીનું શાહી દળ દુનિયા ભરમાં અજોડ હતું. સીવીલ હકુમતથી સ્વતંત્ર વરતતું હતું. ગઇ કાલે એ કૈસરનોજ જવાબદાર હતું. એક વખત લડાઇ પહેલાં અને બે વાર લડાઈ દરમ્યાન એણે ચેનસેલરોને ફગાવી દીધા હતા. એને બધા પર કાબુ જોઇતો હતો. કુટુંબ જીવન પર, લગ્ન પર, બાળકોને જન્માવવા પર, કેળવણી પર; ઘર પર ને સંસાર પર, આરોગ્ય પર ને અદાલત પર, આનંદો પર ને આરામ પર, સમસ્ત જરમન જીવનના શ્વાસોશ્વાસ પર અંકુશ ગોઠવી જરમન જીવનને બરાકોની શિસ્તથી બદ્ધ કરવાની મહાન પિતૃદેશમાં નૂતન સ્પાર્ટા સરજવાની એની મુરાદ હતી.

પણ અંકુશ તો સામ્યવાદીઓ પણ માગતા હતા. એમના માથાંમાંય સ્વપ્ન હતું. એ સ્વપ્ન આર્થિક સમાનતાનું હતું; જીવવાના સમાન હકકનું હતું, વિગ્રહખોરીનો અંત, નફાના અર્થકારણની મૂડીવાદી ઘટનાનો અંત લાવીને લાવવાનું હતું. જરમનીનાં બજારોમાં, જરમનીના આવાસોમાં, જરમનીના ચૂંટણી જંગોમાં જરમનીનો રાજદંડ ફાસીઝમ ઝડપશે કે સામ્યવાદ, તે દુનિયા મીટ માંડીને જેતી હતી. સમાજવાદ ને સામ્યવાદના હાથમાં તે આવ્યો ન આવ્યો ત્યાં સોશિયલ ડેમોક્રેટોની વેવલાઇએ આંગળીઓ ખોલી

નાણી અને તેમણે સ્વહસ્તે જરમન રાજદંડ લશ્કરવાદને હવાલે કરી સામ્યવાદની ઘોર ખોદી. જરમનીની રીશવેર ( લશ્કરી સંસ્થા ) ૧૯૧૪ની જેમ ૧૯૩૨માં સત્તા પર આવી.

યુદ્ધખાતાનો પ્રધાન જનરલ વોન સ્લીશર બરલીનની રીશવેર ઓફીસમાં મલકાતો બેઠો હતો, ને યાદ કરતો હતો કે એણે પોતે જ સોશિયલ ડેમોક્રેટ પાર્ટી અને લશ્કરવાદી પાર્ટીને સંધિ થયા પછી બળવાખોરે સામ્યવાદીઓના ખૂન રેડવા ગોળીઓ છોડાવી હતી. અને એણે પોતે જ પાર્ટીને સેક્ષની અને થુરીનજીઆમાં લશ્કરી કાયદો જાહેર કરી કામદારોના બળવાને ૧૯૨૩ માં શરુઆતમાં જ ટુંપી નાખ્યો હતો. આજે એની અંદર લશ્કરવાદનો તાજ તાજે થતો હતો. રીશવેરના લશ્કરી અમલદારો સૌથી પ્રથમ જરમનીને વફાદાર હતા. પછી રીસ્ટાગના પ્રમુખને જવાબદાર હતા. અને છેક છેલ્લા જરમનીની રીસ્ટાગ (લોક સભા) ને જવાબદાર હતા.

એને, સ્લીશરને પોતાની જાત ઘણી મોટી લાગી. પ્રેસીડેન્ટ હિડનબર્ગ પર તો એની સત્તા હતી જ. "મારા કરતાં જરમની આખામાં બીજી કઇ વ્યકિત વધારે મહાન છે!" એની આંખોમાં મહત્તા મલકી ઉઠી

જરમનીના એ લશ્કરવાદ પર ૧૯૩૦માં રીસ્ટાગને બરખાસ્ત કરીને અને પ્રમુખની સહીવાળા વટ હુકમો કાઢી રાજ કર્યું હતું ત્યારથી પવિત્ર પાણી છંટાઈ ચૂક્યું હતું. અને પછી જ્યારે ૧૯૩૧ ની આર્થિક કટોકટી વખતે બ્રુનીંગ પોતે બરલીનથી પેરીસ અને પેરીસથી લંડન સુધી જરમન બેંકોને બચાવવા દોડી ગયો હતો ત્યારે રીશવેરના પ્રધાન ગ્રોનરે પ્રધાન મંડળને સંભળાવી દીધું હતું કે " જો ફ્રેંચ માગણીઓને બ્રુનીંગ સ્વીકારશે તો

લશ્કરની વફાદારીની જવાબદારી હું લઈ શકીશ નહિ.”

શ્લીશરની આંખ સામે એવો લશ્કરવાદ દેખાતો હતો. એ લશ્કરવાદ ત્રણ માથાળો હતો. એક માથું પ્રજાતંત્રવાદનું વિરોધી હતું, બીજું પરદેશ વિરોધી અને ત્રીજું મજુર કે સામ્યવાદ વિરોધી હતું.

“મારેય એ ત્રણ માથાં છે” બોલતો એડોલ્ફ હિટલર લશ્કરવાદની હરોળમાં એણે ભૂખરી ડગલી પહેરાવીને હથેળીઓ પહોળી કરી સલામી ભરનારા મધ્યમવર્ગના ચાર લાખ છોકરાઓને મૂક્યા હતા. એમના પેટમાં થાયસેનની મૂડીવાદી ટોળકીના ઓડકાર ઉઠતા હતા, અને એમના માથામાં ભૂખમરામાંથી અને પછીની નેતા તરફની વફાદારીમાંથી બધા પરદેશી તરફ, યહુદીઓ તરફ, લોકશાસન તરફ તથા લોક તરફ તિરસ્કારના ઝેરી પરપોટા ઉઠતા હતા. હિટલર એમનો દેવ હતો; સ્ફુઝ, ગોરીંગ ને રોહમ એમના સરદારો હતા.

એ ભૂખરી ડગલીઓ (Sturn Ahteibing) નો જન્મ નાઝીઓની જાહેર સભામાં વ્યવસ્થા જાળવનારા સ્વયંસેવકો તરીકે થયો હતો. પછી રોહમે એમને નાઝી નેતા હિટલરના ખાનગી લશ્કર તરીકે નવાજ્યું હતું.

અને આ બીજી! કોઇપણ જરમન નગરમાં કોઇવાર ઘોડા પર તો કોઇવાર પગપાળી સ્વચ્છંદ પાદાઘાત પાડતી કૂચ કરતી હતી. ડ્રમ વાગતું હતું, બાળકો એમને જોવા દોડી આવતાં હતાં, રેસ્ટોરામાંનાં નોકર છોકરા છોકરીઓ કાન માંડીને જોઇ રહેતાં હતાં.

એ પણ હિટલરની કાળી ડગલીઓ (Zchuts Stofel) હતી. ભૂખરી ડગલીઓમાંથી શરૂઆતમાં હિટલરની ખાસ અંગ-

રક્ષક ટુકડીઓ તરીકે ચૂંટી કઢાઇ હતી.

અને જ્યારે અનવસ્થ જરમનીમાં યુદ્ધના અનાથો બનીને ભૂખમરામાં રખડતાં બનીને, માબાપોથી વિખૂટાં પડીને, ધણી વિનાનાં ઢોર જેવાં, ખાલી માથાવાળાં, ખાલી પેટવાળાં, ખાલી પડેલા રાષ્ટ્રવાળાં, આખી દુનિયા તરફના તિરસ્કારથી ખદબદતાં મધ્યમવર્ગનાં જરમન છોકરાં રખડતાં હતાં ત્યારે એણે તાળી પાડીને એ સૌને એકઠાં કર્યાં, તાળી પાડીને જાદુગરની નગરી જેવું સ્વર્ગ બતાવ્યું; સ્વર્ગમાં આકાશી ફૂલો વરસાવતી પરીઓ દેખાડી, "કાળી ને ભૂખરી ડગલીઓ ઓઢીને તમારા સરદાર પાછળ ચાલ્યા આવો" એવી એક જ વાતના સ્વીકારમાં તેમની ખાલી હોજરીઓને રોટલાની આશા આપી અને તેમના ખાલી જીવનમાં મહાન જર્મનીનું ચિત્ર ભર્યું અને પરદેશીઓ તરફનો ભયંકર તિરસ્કાર ભર્યો. અને પછી નવો લશ્કરવાદ રચાયો. રાષ્ટ્રીય સમાજવાદની પવનચક્કીઓ ફરવા લાગી.

ઘેરા અજવાળાની નદી બનીને આ વૃદ્ધના માથામાં વહેવા લાગી. પોતે ઉંઘે છે કે જાગે છે તેનું એને ભાન રહ્યું નહિ. એના ધબકતા માથાનો ને હૃદયનો ધબકારો પેલી ભૂખરી ડગલીઓની કૂચકદમના પાદાઘાત સાથે ભળી ગયો.

જાણે કોઇએ કહ્યું, "હિટલર કેવો ભવ્ય લાગે છે?" એણે ઉંઘમાં ને ઉંઘમાં હાથ લંબાવી હિટલરને આગળ આવતો દીઠો.........એ પાસું ફેરવતો બબડ્યો, "એને દૂર......રાખો; એ બોહેમીઅન કોરપોરલ, એને તો...હું પાછો કોઇ ગામડામાં માસ્તર બનવા મોકલી દઇશ......" અને ઉંઘમાં ને ઉંઘમાં વૃદ્ધે જોરથી છીંક ખાધી ને છાતી પર બન્ને હાથ ગોઠવી ઘોરવા માંડ્યો, પણ પેલો અવાજ ને પેલો ઘેરો પ્રકાશ હજુ એના માથામાંથી ગયો નહોતો. જાણે પોતે મરણ પામીને સ્વર્ગના દરવાજે પહોંચ્યો છે એવો એને ભાસ થયો. એણે દરવાજા પરના એક પડછાયાને પૂછ્યું:

"ઓહો, સેન્ટ પીટર પોતે?"

"હા, પણ તમે ક્યાંથી ભૂલા પડયા, આજે, અકાળે?"

"એ તો હું હિડનબર્ગ......ફીલ્ડ માર્શલ......"

"પણ અહીં કેમ?" અવાજ બોલ્યો.

"હું મરણ પામ્યો છું, અને...!" હિડનબર્ગે જવાબ દીધો અને સામે ઉભેલા આકારે જોરથી માથું હલાવ્યું. એના ધોળા વાળ માથા પર ચમરીની જેમ ઊડી રહ્યા.

"ભૂલા પડયા લાગો છો......"

"હાય...! લુડેનડોર્ફ કહેતો હતો...ગોબેલ્સ......"

"તમે મરણ પામ્યા નથી!" સ્વર્ગના દરવાજા પરથી હિડનબર્ગે અવાજ સાંભળ્યો.

"હેં ? હા, હા........" હિંડનબર્ગને શરમ અને ગુસ્સો બંને આવ્યાં. એ ઉંઘમાં ગરજી ઊઠ્યો: "પેલા હરામખોર... બીસમાર્કે મને ફરીવાર ખોટી માહિતી આપી લાગે છે...કે હું..."

એનાંથી જાગી ઊઠાયું. એણે પહેલાં કરચલીઓ પડેલા દેહ પર અને પછી પથારી પર હાથ ફેરવી જોયો. એણે આંખ ઉઘાડીને સામે ચોડેલા બીસમાર્ક ને કૈસરના ફોટાને જોઇ જોયા; પાછી એણે બૂમ પાડી:

"કેટલા વાગ્યા છે ?"

"સવાર ઉગે છે, નામદાર !"

જરમની પર સવાર ઉગતું હતું.

"અને આ અવાજ !" પાછા પેલા અવાજ વહેલી સવારના શરુ થઈ ગયા હતા.

"હિટલરની ભૂખરી ડગલીઓ......."

"બસ, બસ......." એ જવાબથી જરમનીનો જાજરમાન વૃદ્ધ કંટાળી ગયો હતો.

૧૯૩૨ના એક મેના દિવસે ફીલ્ડમાર્શલ હિંડનબર્ગના મહાલય પાસે હિટલરની ભૂખરી ટુકડીઓ ડ્રમના અવાજ સાથે કૂચ કરતી દેખાતી હતી. અને ત્યારે ત્યારનો ચેનસેલર હીનરીચ બ્રુનીંગ પ્રમુખના મહાલયમાંથી ઉતાવળો બહાર નીકળતો હતો. એના ચહેરા પર રોષ અને ચિંતા છવાયેલાં દેખાતાં હતાં. વ્યગ્ર બનેલો ચેનસેલર ઉતાવળો વીલહેલ્મસ્ટ્રાસમાં એની ચેન્સેલરી-ઓફીસ તરફ જતો હતો.

એને એની પડી ગએલી જાત સાંભરતી હતી અને એની વ્યગ્રતા વધતી હતી. પોતે એક કેથોલીક રાજકારણી પુરુષ, મહાયુદ્ધમાં તોપચીઓનો અમલદાર.........જરમનીની જ સેવામાં આંખે ચશ્મા આવ્યાં ત્યાં સુધી, માથામાં ટાલ પડી ગઈ ત્યાં સુધી.........એકધારી શકિત રેડી હતી. મહાયુદ્ધના ભારમાંથી જરમનીને છોડાવવા આકાશ પાતાળ એક કરી નાખ્યાં હતાં, અને.........એની આંખ સામે અનેક સેવાઓ દેખાઇ રહી. એ ગુસ્સામાં બબડ્યો, "અને આજે હિંડનબર્ગે એ બધાનો બદલો... ......એ બધાના બદલામાં.........બરતરફી!"

અને જરમનીમાં સમાચાર ફેલાઈ ગયા કે બ્રુનીંગને ચેનસેલર પદ પરથી હિંડનબર્ગે બરતરફ કર્યો હતો. લશ્કરવાદનો વિજય થયો હતો. બ્રુનીંગનો બંધારણવાદ અંત પામ્યો હતો.

જાણે જર્મની પર પાછાં રણદુંદુભિ ગગડતાં સૌને સંભળાતાં હતાં.

બ્રુનીંગ ઉતાવળો વીલહેલ્મસ્ટ્રાસમાં પેઠો. જરમની ખાતર સ્વીટ્ઝરલેન્ડ, ઇંગ્લેંડ અને અમેરિકામાં દેશવટો ભોગવવાની એની સેવાઓ ૭ અઠવાડિયાં સુધી નેવું લાખ જરમન પ્રજાસત્તાકવાદીઓને હિંડનબર્ગને ચૂંટવાની એણે એકધારી કરેલી અરજો ........એ બધા પર સીલ વાગી ગઈ હતી. હિંડનબર્ગના મરણ પછી હિટલર સત્તા પર આવે તો.........તે ધાક આજે જ એની સામે આવીને ઉભી થઇ ગઇ.

એણે હજુ ગઈ કાલે જ યુદ્ધનાં નુકસાનનાં ભરણાં રદ્દ કરાવ્યાં હતાં, 'હુવર મોરેટોરિયમ' નાં ફળ તૈયાર કર્યાં હતાં, રામસે મેકડોનાલ્ડને મળીને જરમનીને શસ્ત્ર સજવાની પરવાનગી માટે જહેમત ઉઠાવી હતી.

થોડા જ દિવસમાં એનો શ્રમ ફળવાનો હતો, ત્યાં તો .........એને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. એને હિંડનબર્ગની બુદ્ધિ બહેર મારી ગયેલી લાગી. કાવતરાંખોરો હિંડનબર્ગની આસપાસ એકઠા થતા હતા. હિંડનબર્ગ મરી ગયો હોત તો..........ત્રણ જ વરસ પહેલાં એનું અવસાન થયું હોત તો......! બ્રુનીંગ એની ઓફિસમાં છેલ્લીવાર બેઠો હતો અને અંધારા બનેલા જગતમાં જોતો હતો.

"કર્ટ વોન-સ્લીશરનું જ આ કાવતરું છે, એના જાસુસો હિંડનબર્ગના કાનમાં ગોઠવાઇ ગયા છે, ફ્રાન્ઝ વોન પેપન જે અવગણાયલો છે, ભૂલાયલો છે, જેને માટે જરમનીમાં માન નથી તેને એ લાવવા માગે છે. શેતરંજ ગોઠવાઈ ગઈ છે. એમાં મીસનેર અને હિંડનબર્ગનો દીકરો ઓસ્કાર પણ સંડોવાયા છે ......અને એ કાવતરાંખોરોને મદદગાર રાઇનલેન્ડને રૂરના

હિટલરને મળી ગએલા ઉદ્યોગપતિઓ છે.”

એટલે તો ગઇ કાલે હિંડનબર્ગે બ્રુનીંગ તરફ એવો વર્તાવ દેખાડયો હતો, એટલે જ એણે એની બરતરફી એની આસપાસની અસરોએ લખાવી તેવી ધ્રૂજતા હાથે અને ઝાંખી નજરે લખી નાખી હતી. બરતરફ થયેલો બ્રુનીંગ વહેલી સવારે સીધાવી જતો હતો.

અને ફ્રેન્ઝ વોન પેપન તરતના કતરાવેલા વાળવાળો, સુંદર પોશાક પહેરીને મીઠું હસતો હતો. પેપનને હિંડનબર્ગે ચેનસેલર પદ પર આરૂઢ કર્યો હતો.

“વિચિત્ર પસંદગી!” બ્રિટિશ પ્રેસ બોલતું હતું.

અને પછી ચેનસેલર પેપન હુકમ લખતો હતો કે ભૂતકાળની ટીકા કોઇ પણ તંત્રી કરશે તો તે સખત શિક્ષાને પાત્ર ગણાશે. પોતાના ભૂતકાળ માટે શરમાયેલો, અવગણાયેલો, ભૂલાઇ ગએલો પેપન જ્યારે ચેનસેલર નિમાઇને જરમનીની રાજધૂરા ધારણ કરતો ૧૯૩૨ની એક વહેલી સવારે દેખાયો ત્યારે રીસ્ટાગ એની સામે ચકરાઇ ઊઠી. ઘરડો હિંડનબર્ગ રીસ્ટાગ સામે ચિડાયો અને એણે રીસ્ટાગને બરતરફ કરવાનું વોરંટ આપ્યું. પછી હિંડનબર્ગનો નિમાયલો ફ્રાન્ઝ વોન પેપન એણે ચૂંટેલા, ઉમરાવોના પ્રધાનમંડળથી રીસ્ટાગ વિનાના જરમની પર નવી ચૂંટણી થાય ત્યાં સુધી રાજ કરતો બેઠો. એના પ્રધાનમંડળમાં એણે એકે પ્રજાસત્તાકવાદી કે સમાજવાદીને લીધો નહોતો.

એને ઉમેદ હતી. હિંડનબર્ગ માનતો હતો, એ માનતો હતો કે એ પોતે જરમનીને નાઝીઓ અને સામ્યવાદીઓની ચૂડમાંથી બચાવશે અને જરમનીમાં, રજવાડાશાહીનું, લશ્કરવાદનું, ઉમરાવોનું, અમીરોનું ને કાઉન્ટોનું તથા વેપારીઓનું અને સા

પ્રતિક્રાન્તિવાદીઓનું રાજ સ્થાપશે.

અને નવી ચૂંટણી આવતી હતી.

અને ઉપરની જમાતોના જરમન રાજ માટે આર્ય હિટલરની નાઝી સરસુબત્યારીની સીડી ગોઠવી આપતો પેપન એ સીડી પરથી નીચે ઉતરી પડવાનો હતો, અને નાઝીરાજને નિભાવવા આર્ય હિટલરને હાથ આપતો હતો. એવું ભાવિ હવે હાથવેંતમાં જ જરમની પર ઝઝૂમી રહ્યું હતું.

હિટલરને મળી ગએલા ઉદ્યોગપતિઓ છે.”

એટલે તો ગઇ કાલે હિંડનબર્ગે બ્રુનીંગ તરફ એવો વર્તાવ દેખાડયો હતો, એટલે જ એણે એની બરતરફી એની આસપાસની અસરોએ લખાવી તેવી ધ્રૂજતા હાથે અને ઝાંખી નજરે લખી નાખી હતી. બરતરફ થયેલો બ્રુનીંગ વહેલી સવારે સીધાવી જતો હતો.

અને ફ્રેન્ઝ વોન પેપન તરતના કતરાવેલા વાળવાળો, સુંદર પોશાક પહેરીને મીઠું હસતો હતો. પેપનને હિંડનબર્ગે ચેનસેલર પદ પર આરૂઢ કર્યો હતો.

“વિચિત્ર પસંદગી!” બ્રિટિશ પ્રેસ બોલતું હતું.

અને પછી ચેનસેલર પેપન હુકમ લખતો હતો કે ભૂતકાળની ટીકા કોઇ પણ તંત્રી કરશે તો તે સખત શિક્ષાને પાત્ર ગણાશે. પોતાના ભૂતકાળ માટે શરમાયેલો, અવગણાયેલો, ભૂલાઇ ગએલો પેપન જ્યારે ચેનસેલર નિમાઇને જરમનીની રાજધૂરા ધારણ કરતો ૧૯૩૨ની એક વહેલી સવારે દેખાયો ત્યારે રીસ્ટાગ એની સામે ચકરાઇ ઊઠી. ઘરડો હિંડનબર્ગ રીસ્ટાગ સામે ચિડાયો અને એણે રીસ્ટાગને બરતરફ કરવાનું વોરંટ આપ્યું. પછી હિંડનબર્ગનો નિમાયલો ફ્રાન્ઝ વોન પેપન એણે ચૂંટેલા, ઉમરાવોના પ્રધાનમંડળથી રીસ્ટાગ વિનાના જરમની પર નવી ચૂંટણી થાય ત્યાં સુધી રાજ કરતો બેઠો. એના પ્રધાનમંડળમાં એણે એકકે પ્રજાસત્તાકવાદી કે સમાજવાદીને લીધો નહોતો.

એને ઉમેદ હતી. હિંડનબર્ગ માનતો હતો, એ માનતો હતો કે એ પોતે જરમનીને નાઝીઓ અને સામ્યવાદીઓની ચૂડમાંથી બચાવશે અને જરમનીમાં, રજવાડાશાહીનું, લશ્કરવાદનું, ઉમરાવોનું, અમીરોનું ને કારકોરાનું તથા વેપારીઓનું અને સો

પ્રતિક્રાન્તિવાદીઓનું રાજ સ્થાપશે.

અને નવી ચૂંટણી આવતી હતી.

અને ઉપરની જમાતોના જરમન રાજ માટે આર્ય હિટલરની નાઝી સરમુખત્યારીની સીડી ગોઠવી આપતો પેપન એ સીડી પરથી નીચે ઉતરી પડવાનો હતો, અને નાઝીરાજને નિભાવવા આર્ય હિટલરને હાથ આપતો હતો. એવું ભાવિ હવે હાથવેંતમાં જ જરમની પર ઝઝૂમી રહ્યું હતું.

રીશ્ટાગ મળી તે પહેલાં જ હિંડનબર્ગના નિમાયલા ચેન્સેલર પેપને તેને બરખાસ્ત કરી. હિંડનબર્ગે એને એવી સત્તા આપી, એટલે પાછી નવી ચૂંટણીની તૈયારીઓ ચાલી ને નવી રીસ્ટાગમાં આગળ આવવા, હિંડનબર્ગના કેથોલીકો ને રાષ્ટ્રવાદીઓ, હિટલર એના નાઝીઓ સાથે તથા સામ્યવાદીઓએ પોતપોતાના લોકનાદો લઇને ઝંપલાવ્યું.

સામ્યવાદીઓ તરફથી ક્લારા ઝેટકીન જરમન જનતાની એક જંગી સભામાં બોલતી હતી. જરમનીનાં કામદારોમાં એ મહા માનીતી હતી. મજૂર ચળવળોમાં જ એ ઉગી હતી. અને કૈસર વીલહેલ્મ સામે લડી હતી. આજે ચોરાસી વરસની ઉમરની છતાં છેક મોસ્કોથી જરમનીનાં સામ્યવાદીઓનો સાથ લેવા આવી પહોંચી હતી.

૧૯૩૨ ના સપ્ટેંબરની ૧૨ મી તારીખે એ વ્યાસપીઠ પર ટોર્ગલરનો ટેકો લઇને ચઢી. ટોર્ગલર જરમન સામ્યવાદી પક્ષનો પાર્લામેન્ટરી મંત્રી હતો, અને એની પાસે જ ઉભો હતો. લાકડીને ટેકે ટેકવતી ક્લારાએ રીસ્ટાગ સામે રોષ કાઢ્યો અને પ્રમુખનાં પાપ ગણાવવા માંડયાં અને કહ્યું કે એ અપરાધી છે, રીસ્ટાગ પાસે જ એણે ન્યાય માંગવો જોઇશે, પણ તો તો એમ થાય કે રાક્ષસનો ન્યાય એની દાદીમા પાસે જ તોળાવવામાં આવે.

એમ જરમન સામ્યવાદની દાદીમાનો અવાજ ત્યારે વ્યાસપીઠ પરથી ગાજી રહ્યો. કદાચ એ અવાજ વરસો સુધી અંતર્ગત બની શમી જવાનો હશે! કદાચ તે અવાજ ત્યારે છેલ્લો હશે! એમ કલારા જનતાના જયકાર વચ્ચે મજબૂત સામ્યવાદી યુવતીઓના ખભા ટેકવી વ્યાસપીઠ પરથી નીચે ઉતરી.

કલારા ઝેટકીનના ગયા પછીના દિવસો જરમની માટે ભયાનક કોલાહલથી ભરેલા કારમા બન્યા. જરમન નગરો જુદી જુદી રણખંજરીઓથી ખખડી ઉઠ્યાં, જરમન શહેરના રસ્તા પર એક બીજા એક બીજા પર તૂટી પડ્યા. રસ્તા પર અચાનક ગોળીબારો એક બીજાને વિંધવા લાગ્યા. કોનીગસ બર્ગમાં નાઝીઓએ કેટલાક સામ્યવાદીઓનાં તેમની પથારીમાં જ ખૂન કર્યાં, અને પેપને મજબૂત હાથે કામ લેવાની ઇચ્છા કરી. પોટેંપામાં છ નાઝીઓ એક સામ્યવાદીનું ખૂન કરવા તે સુતો હતો ત્યાં તેના ઘરમાં ઘૂસી ગયા, અને તેની ઘરડી માના દેખતાં તેની આંખ ઉતરડી કાઢી, બૂટની એડીથી ગળું છુંદી નાખ્યું, પછી તેનું સામ્યવાદી શરીર વિંધાયું અને પછી સામ્યવાદી શબ પર છરીના ઓગણત્રીસ ઘા કરવામાં આવ્યા. એ બધું દેખતાં સુધી ભાન ન ટકી રહેતાં સામ્યવાદીની મા ઢળી પડી હતી.

સરકારે એ છએ જણને ગિરફતાર કર્યા ને કામ ચાલ્યું, અને છએ જણ પર દેહાંત દંડ જાહેર કરતાં અદાલતે કહ્યું કે, "આ અપરાધ એની હેવાનિયત માટે વધારે ગંભીર બને છે" *.

પણ નાઝીઓના નેતાએ છએ જણપર થએલી શિક્ષા

* "The gravity of the crime is aggravated by its monstrous barbarity."

રીશ્ટાગ મળી તે પહેલાં જ હિંડનબર્ગના નિમાયલા ચેન્સેલર પેપને તેને બરખાસ્ત કરી. હિંડનબર્ગે એને એવી સત્તા આપી, એટલે પાછી નવી ચૂંટણીની તૈયારીઓ ચાલી ને નવી રીશ્ટાગમાં આગળ આવવા, હિંડનબર્ગના કેથોલીકો ને રાષ્ટ્રવાદીઓ, હિટલર એના નાઝીઓ સાથે તથા સામ્યવાદીઓએ પોતપોતાના લોકનાદો લઇને ઝંપલાવ્યું.

સામ્યવાદીઓ તરફથી ક્લારા ઝેટકીન જરમન જનતાની એક જંગી સભામાં બોલતી હતી. જરમનીનાં કામદારોમાં એ મહા માનીતી હતી. મજૂર ચળવળોમાં જ એ ઉગી હતી. અને કૈસર વીલહેલ્મ સામે લડી હતી. આજે ચોરાસી વરસની ઉમરની છતાં છેક મોસ્કોથી જરમનીનાં સામ્યવાદીઓનો સાથ લેવા આવી પહોંચી હતી.

૧૯૩૨ ના સપ્ટેંબરની ૧૨ મી તારીખે એ વ્યાસપીઠ પર ટોર્ગલરનો ટેકો લઇને ચઢી. ટોર્ગલર જરમન સામ્યવાદી પક્ષનો પાર્લામેન્ટરી મંત્રી હતો, અને એની પાસે જ ઉભો હતો. લાકડીને ટેકવતી ક્લારાએ રીશ્ટાગ સામે રોષ કાઢયો અને પ્રમુખનાં . ગણાવવા માંડયાં અને કહ્યું કે એ અપરાધી છે, રીશ્ટાગ . જ એણે ન્યાય માગવો જોઇશે, પણ તો તો એમ થાય કે .સનો ન્યાય એની દાદીમા પાસે જ તોળાવવામાં આવે.

એમ જરમન સામ્યવાદની દાદીમાનો અવાજ ત્યારે વ્યાસપીઠ પરથી ગાજી રહ્યો. કદાચ એ અવાજ વરસો સુધી અંતર્ગત બની શમી જવાનો હશે! કદાચ તે અવાજ ત્યારે છેલ્લો હશે! એમ કલારા જનતાના જયકાર વચ્ચે મજબૂત સામ્યવાદી યુવતીઓના ખભા ટેકવી વ્યાસપીઠ પરથી નીચે ઉતરી.

કલારા ઝેટકીનના ગયા પછીના દિવસો જરમની માટે ભયાનક કોલાહલથી ભરેલા કારમા બન્યા. જરમન નગરો જુદી જુદી રણખંજરીઓથી ખખડી ઉઠ્યાં, જરમન શહેરના રસ્તા પર એક બીજા એક બીજા પર તૂટી પડયા. રસ્તા પર અચાનક ગોળીબારો એક બીજાને વિંધવા લાગ્યા. કોનીગસબર્ગમાં નાઝીઓએ કેટલાક સામ્યવાદીઓનાં તેમની પથારીમાં જ ખૂન કર્યાં, અને પેપને મજબૂત હાથે કામ લેવાની ઇચ્છા કરી. પોટેંપામાં છ નાઝીઓ એક સામ્યવાદીનું ખૂન કરવા તે સુતો હતો ત્યાં તેના ઘરમાં ઘૂસી ગયા, અને તેની ઘરડી માના દેખતાં તેની આંખ ઉતરડી કાઢી, બૂટની એડીથી ગળું છુંદી નાખ્યું, પછી તેનું સામ્યવાદી શરીર વિંધાયું અને પછી સામ્યવાદી શબ પર છરીના ઓગણત્રીસ ઘા કરવામાં આવ્યા. એ બધું દેખતાં સુધી ભાન ન ટકી રહેતાં સામ્યવાદીની મા ઢળી પડી હતી.

સરકારે એ છએ જણને ગિરફતાર કર્યા ને કામ ચાલ્યું, અને છએ જણ પર દેહાંત દંડ જાહેર કરતાં અદાલતે કહ્યું કે, "આ અપરાધ એની હેવાનિયત માટે વધારે ગંભીર બને છે" *

પણ નાઝીઓના નેતાએ છએ જણપર થએલી શિક્ષા

---

*"The gravity of the crime is aggravated by its monstrous barbarity."

# ૧૫ —આરોહણ

રીશ્ટાગ મળી તે પહેલાં જ હિંડનબર્ગના નિમાયલા ચેન્સેલર પેપને તેને બરખાસ્ત કરી. હિંડનબર્ગે એને એવી સત્તા આપી, એટલે પાછી નવી ચૂંટણીની તૈયારીઓ ચાલી ને નવી રીશ્ટાગમાં આગળ આવવા, હિંડનબર્ગના કેથોલીકો ને રાષ્ટ્રવાદીઓ, હિટલર એના નાઝીઓ સાથે તથા સામ્યવાદીઓએ પોતપોતાના લોકનાદો લઇને ઝંપલાવ્યું.

સામ્યવાદીઓ તરફથી કલારા ઝેટકીન જરમન જનતાની એક જંગી સભામાં બોલતી હતી. જરમનીનાં કામદારોમાં એ મહા માનીતી હતી. મજૂર ચળવળોમાં જ એ ઉગી હતી. અને કૈસર વીલહેલ્મ સામે લડી હતી. આજે ચોરાસી વરસની ઉમરની છતાં છેક મોસ્કોથી જરમનીનાં સામ્યવાદીઓનો સાથ લેવા આવી પહોંચી હતી.

૧૯૩૨ ના સપ્ટેંબરની ૧૨ મી તારીખે એ વ્યાસપીઠ પર ટોર્ગલરનો ટેકો લઇને ચઢી. ટોર્ગલર જરમન સામ્યવાદી પક્ષનો પાર્લામેન્ટરી મંત્રી હતો, અને એની પાસે જ ઉભો હતો. લાકડીને ટેકે ટેકવતી કલારાએ રીશ્ટાગ સામે રોષ કાઢયો અને પ્રમુખનાં પાપ ગણાવવા માંડયાં અને કહ્યું કે એ અપરાધી છે, રીશ્ટાગ પાસે જ એણે ન્યાય માંગવો જોઇશે, પણ તો તો એમ થાય કે રાક્ષસનો ન્યાય એની દાદીમા પાસે જ તોળાવવામાં આવે.

એમ જરમન સામ્યવાદની દાદીમાનો અવાજ ત્યારે વ્યાસપીઠ પરથી ગાજી રહ્યો. કદાચ એ અવાજ વરસો સુધી અંતર્ગત બની શમી જવાનો હશે! કદાચ તે અવાજ ત્યારે છેલ્લો હશે! એમ કલારા જનતાના જયકાર વચ્ચે મજબૂત સામ્યવાદી યુવતીઓના ખભા ટેકવી વ્યાસપીઠ પરથી નીચે ઉતરી.

કલારા ઝેટકીનના ગયા પછીના દિવસો જરમની માટે ભયાનક કોલાહલથી ભરેલા કારમા બન્યા. જરમન નગરો જુદી જુદી રણખંજરીઓથી ખખડી ઉઠ્યાં, જરમન શહેરના રસ્તા પર એક બીજા એક બીજા પર તૂટી પડ્યા. રસ્તા પર અચાનક ગોળીબારો એક બીજાને વિંધવા લાગ્યા. કોનીગસબર્ગમાં નાઝીઓએ કેટલાક સામ્યવાદીઓનાં તેમની પથારીમાં જ ખૂન કર્યાં, અને પેપને મજબૂત હાથે કામ લેવાની ઇચ્છા કરી. પોટેંપામાં છ નાઝીઓ એક સામ્યવાદીનું ખૂન કરવા તે સુતો હતો ત્યાં તેના ઘરમાં ઘૂસી ગયા, અને તેની ઘરડી માના દેખતાં તેની આંખ ઉતરડી કાઢી, બૂટની એડીથી ગળું છુંદી નાખ્યું, પછી તેનું સામ્યવાદી શરીર વિંધાયું અને પછી સામ્યવાદી શબ પર છરીના ઓગણત્રીસ ઘા કરવામાં આવ્યા. એ બધું દેખતાં સુધી ભાન ન ટકી રહેતાં સામ્યવાદીની મા ઢળી પડી હતી.

સરકારે એ છએ જણને ગિરફતાર કર્યા ને કામ ચાલ્યું, અને છએ જણ પર દેહાંત દંડ જાહેર કરતાં અદાલતે કહ્યું કે, "આ અપરાધ એની હેવાનિયત માટે વધારે ગંભીર બને છે"*.

પણ નાઝીઓના નેતાએ છએ જણપર થએલી શિક્ષા

---

*"The gravity of the crime is aggravated by its monstrous barbarity."

રદ કરવા જોરદાર ચળવળ જગવી. એણે તેમને તાર કર્યો કે "તમારી વફાદારીને તમે પૂરવાર કરી છે. તમને શિક્ષાના અમલમાંથી છોડાવવા એ નાઝીઓ માટે માનવંતું ગણાશે." ગોએલ્સની સ્ત્રી માગડા જે માતા બનવાની હતી તેણે જરમન માતાઓ જોગ અપીલ કરી કે એ ૭ જણને છોડાવવાની જરમન માતાઓની ફરજ છે."

એટલે પેપન ઢીલો થયો અને ૭ એ જણને છોડી મૂકયા. અને ચૂંટણીનાં પરિણામથી ડરીને એ હિટલર ને હિડન-બર્ગની મુલાકાત માટે આવ્યો. પ્રમુખ હિડનબર્ગના મહાલયની સામેની કૈસરહોફ હોટેલમાં ઉતર્યો. અને ભૂખરી ડગલીઓએ એને આવકારી, પેપન અને હિડનબર્ગના મહાલયોની સામે જ હિટલરના વિજયડ્રમ વગાડયા.

૧૯૩૨ના ઓગસ્ટની ૧૩મી તારીખે હિડનબર્ગ અને હિટલરની મુલાકાત થઈ. "મને મુસોલીની જેટલી જ સત્તા જોઈએ" એણે માગ્યું.

"પણ પેપન રાજીનામું આપે એમ હું નથી ઇચ્છતો. તમને વાઈસ-ચેનસેલરની જગા.............. "

"ના જી, ના જી. મને ચેનસેલર પદથી ઓછું કશું જ ન ખપે." હિટલરે કહ્યું. મુલાકાત પૂરી થઇ. હીસ્ટેરીક બનેલો નાઝી નેતા એના અંગરક્ષક રોહમ સાથે પાછો ફર્યો અને જો ચેનસેલરપદ ન મળે તો પોતાની જાતને વિંધી નાખવાની વાત આંખમાં પાણી લાવીને કરવા લાગ્યો. જો હિડનબર્ગે એને એટલી તક આપી હોત તો! વિંધાઇ ગયેલાં અનેક નિર્દોષોની કતલમાંથી યરોપ ઉગરી ગયું હોત; તો અનેક આંસુઓનાં ખૂન ટપકતાં અટકી ગયાં હોત.

હિંડનબર્ગની જોહુકમીએ મતદારો પર ખોટી અસર કરી હતી. હિંડનબર્ગે મતદારો ગુમાવ્યા હતા. તરત જ હિંડનબર્ગે હિટલર સાથે સમાધાન કર્યું; હિટલર ચેનસેલર થયો, અને શ્લીશરે એની પોતાની જ કબર ખોદી.

હિટલર પાછળ ઠેકરાતો ને જમીનદારીની, ઉદ્યોગવાદી અને મૂડીની લોખંડી દીવાલો ખડકાઈ. હિટલર એ સૌનો તારક અને રક્ષક બન્યો. લોહી રેડવાની અનેક રચનાઓના અંતરનાદ એના માથામાં ગુંજી રહ્યા. લોહી ને લોખંડનો સુમેળ સધાયો.

ફફડતા પારેવા જેવો શ્લીશર કબુતરખાનામાં પૂરાઈ ગયો અને ખૂબ ધડકયા પછી પેપન અપમાનિત થઈને ચેન્સેલર પદ પરથી ઉતરી પડીને વીલહેલ્મસ્ટ્રાસની એની ઓફિસ છોડી રહ્યો; બહાર એને આવકારવા અનેક દુશ્મનો રાહ જોતા હતા.

અને ૧૯૩૩ના જાન્યુઆરીના ૩૦મા દિવસે, હિટલર સત્તા પર આવ્યો અને ચેનસેલરે લેવાના સોગંદવિધિ વાંચી રહ્યો.

પ્રમુખના મહાલયમાં પેપન અને ઓસ્કાર બેઠા હતા. અને જરમનીના ઉદ્યોગપતિઓ ને જમીનદારો મુલાકાતે આવતા હતા. એ મહાલયની સામે જ કૈસરહોફ હોટલમાં હિટલર એના નાઝી અગ્રેસરો સાથે અગત્યની મસલતો કરતો હતો, અને બરલીન ઉડી ઉઠેલા મધપૂડા જેવું સવારથી મોડી રાત સુધી અનેક અવાજે ગુંજી ઉઠયું હતું.

ભૂખરી ટગલીઓ અત્યાનંદમાં આવી ગઈ હતી. તેમનો વિજય થયો હતો. આનંદઘેલું ભૂખરું લશ્કર ઉભરાતી કીડીઓની હાર જેવું કૂચ કદમ કરતું હતું અને કૂચ કરતું, ફ્રીડેરીકસ રેકસ, તથા હોર્સ્ટ વેસેલની કૂચ ગાતું હતું.

મધરાત વીતી ગઇ હતી. હિંડનબર્ગ સૂઈ ગયો હતો;

રદ્દ કરવા જોરદાર ચળવળ જગવી. એણે તેમને તાર કર્યો કે "તમારી વફાદારીને તમે પૂરવાર કરી છે. તમને શિક્ષાના અમલમાંથી છોડાવવા એ નાઝીઓ માટે માનવંતું ગણાશે." ગોબેલ્સની સ્ત્રી માગડા જે માતા બનવાની હતી તેણે જરમન માતાઓ જોગ અપીલ કરી કે એ ૭ જણને છોડાવવાની જરમન માતાઓની ફરજ છે."

એટલે પેપન ઢીલો થયો અને ૭ એ જણને છોડી મૂકયા. અને ચૂંટણીનાં પરિણામથી ડરીને એ હિટલર ને હિડનબર્ગની મુલાકાત માટે આવ્યો. પ્રમુખ હિડનબર્ગના મહાલયની સામેની કૈસરહોફ હોટેલમાં ઉતર્યો. અને ભૂખરી ડગલીઓએ એને આવકારી, પેપન અને હિડનબર્ગના મહાલયોની સામે જ હિટલરના વિજયડૂમ વગાડયા.

૧૯૩૨ના ઓગસ્ટની ૧૩મી તારીખે હિડનબર્ગ અને હિટલરની મુલાકાત થઈ. "મને મુસોલીની જેટલી જ સત્તા જોઇએ" એણે માગ્યું.

"પણ પેપન રાજીનામું આપે એમ હું નથી ઇચ્છતો. તમને વાઈસ-ચેનસેલરની જગા..............."

"ના જી, ના જી. મને ચેનસેલર પદથી ઓછું કશું જ ન ખપે." હિટલરે કહ્યું. મુલાકાત પૂરી થઇ. હીસ્ટેરીક બનેલો નાઝી નેતા એના અંગરક્ષક રોહમ સાથે પાછો ફર્યો અને જો ચેનસેલરપદ ન મળે તો પોતાની જાતને વિંધી નાખવાની વાત આંખમાં પાણી લાવીને કરવા લાગ્યો. જો હિડનબર્ગે એને એટલી તક આપી હોત તો! વિંધાઇ ગયેલાં અનેક નિર્દોષોની કતલમાંથી યરોપ ઉગરી ગયું હોત; તો અનેક આંસુઓનાં ખૂન ટપકતાં અટકી ગયાં હોત.

હિંડનબર્ગની જોહુકમીએ મતદારો પર ખોટી અસર કરી હતી. હિંડનબર્ગે મતદારો ગુમાવ્યા હતા. તરત જ હિંડનબર્ગે હિટલર સાથે સમાધાન કર્યું; હિટલર ચેનસેલર થયો, અને સ્લીશરે એની પોતાની જ કબર ખોદી.

હિટલર પાછળ ફફરાતો ને જમીનદારીની, ઉદ્યોગવાદી અને મૂડીની લોખંડી દીવાલો ખડકાઈ. હિટલર એ સૌનો તારક અને રક્ષક બન્યો. લોહી રેડવાની અનેક રચનાઓના અંતરનાદ એના માથામાં ગુંજી રહ્યા લોહી ને લોખંડનો સુમેળ સધાયો.

ફફડતા પારેવા જેવો સ્લીશર કબુતરખાનામાં પૂરાઈ ગયો અને ખૂબ ધડકયા પછી પેપન અપમાનિત થઈને ચેન્સેલર પદ પરથી ઉતરી પડીને વીલહેલ્મસ્ટ્રાસની એની ઓફિસ છોડી રહ્યો; બહાર એને આવકારવા અનેક દુસ્મનો રાહ જોતા હતા.

અને ૧૯૩૩ના જાન્યુઆરીના ૩૦મા દિવસે, હિટલર સત્તા પર આવ્યો અને ચેનસેલરે લેવાના સોગંદવિધિ વાંચી રહ્યો.

પ્રમુખના મહાલયમાં પેપન અને ઓસ્કાર બેઠા હતા. અને જરમનીના ઉદ્યોગપતિઓ ને જમીનદારો મુલાકાતે આવતા હતા. એ મહાલયની સામે જ કૈસરહોફ હોટલમાં હિટલર એના નાઝી અગ્રેસરો સાથે અગત્યની મસલતો કરતો હતો, અને બરલીન ઉડી ઉઠેલા મધપૂડા જેવું સવારથી મોડી રાત સુધી અનેક અવાજે ગુંજી ઉઠ્યું હતું:

ભૂખરી ડગલીઓ અત્યાનંદમાં આવી ગઈ હતી. તેમનો વિજય થયો હતો. આનંદઘેલું ભૂખરું લશ્કર ઉભરાતી કીડીઓની હાર જેવું કૂચ કદમ કરતું હતું અને કૂચ કરતું, ફ્રીડેરીકસ રેક્સ, તથા હોર્સ્ટ વેસેલની કૂચ ગાતું હતું.

મધરાત વીતી ગઈ હતી. હિંડનબર્ગ સૂઈ ગયો હતો;

પણ વીએનાનો રખડુ, અને રીશવેરનો ખરીદાયલો જાસુસ આજે ચેનસેલર બનીને ગોરીંગ સાથે મસલત કરતો હતો.

ત્યારે એક નાનકો સરખો આદમી તે જ રાતના કૈસરહોફ હોટલના ભોંયતળીયાના એક ખંડમાં એકલો ને અટુલો બેઠો હતો; એના મોઢાપર હરખ નહતો, એની આંખમાં ચમકારો પણ બુઝાઇ ગયો હતો, બહારના હિલોળે ચઢેલા જગતથી અલિપ્ત એવો એ ખંડમાં બરાબર વચમાં બેઠો હતો.

એણે હિટલરના નામમાં હજુ ગઇ કાલે જ પથારીના મરણને ધિક્કાર્યું હતું. પિતૃદેશ માટે સમરાંગણની સેજને વખાણી હતી તથા એવી સેજમાં સુનારા લાખો ને કરોડો બાળકો નિપજાવવામાં જ જરમન સ્ત્રીત્વની સફળતા છે એમ કહ્યું હતુ.

પણ આજે--આજે જ એની ઉપયોગિતાનો અંત આવ્યો હતો. આજે એને હયુજેનબર્ગને રાજીનામુ આપવાની ફરજ પડી હતી.

એવા રંગ બેરંગી વાતાવરણમાં કૈસરહોફ હોટલમાં એવા અનેક પડછાયાની પરવા કર્યા વિના, નાઝીનેતાઓ એક જ વાત ઉથલાવી ઉથલાવીને વિચારતા હતા, કે સત્તાનો હોઠ સુધી આવેલો કાળિઓ હવે જતો ન થવો જોઉએ અને માર્ચની ચૂંટણી પહેલાં કોઇ ચમત્કાર કરવો જોઇએ.

૧૯૩૩ ના ફેબ્રુઆરીના ૨૭ મા દિવસે બરલીનમાં રીસ્ટાગની ભવ્ય ઇમારતમાં ભડકો થયો ને ભણકારો થયો, "આગ લાગી રે આગ લાગી !"

"ક્યાં લાગી ! કેમ લાગી ! કોણે લગાડી !" કોઇને કશાની ખબર નહોતી. સૌ પથારીમાં ઝબકીને બેઠું થતું હતું, બેસીને વિચારતું હતું કે એકાએક આગ કેમ લાગી ઉઠી ?

જાન્યુઆરીના ૩૦ મા દિવસે હિટલર સત્તા પર આવ્યો, અને એટલામાં આગ લાગી !

નવ વાગ્યા હતા. રાત્રિએ શાન્તિ ગુમાવી. નગરનાં બંબ થાણાંનાં કમાડ ખૂલ્યાં ને અંદરથી પાણી પાણી કરતી ને ચીચીયારી પાડતી લાલ બસોએ દોટ દીધી. રીસ્ટાગને આગ લાગી હતી.

બાળકો બા-બાપાની બગલમાં કે આયાના હાથમાં હાફતાં હતાં, નગર જોરથી શ્વાસ લેતું હતું અને આસ્તેથી મૂકતું હતું. ઇંટ, માટી કે ચૂના, સીમેન્ટની બખોલોમાં સુતેલી માનવતા અરધી જાગતી છાતી પરનો હાથ ઉઠાવી અવાક બનીને પૂછતી હતી કે, "આગ કેમ લાગી ?"

પણ આગ લાગી હતી. બરલીન જેવું નગર, અનેક આંટીઘૂંટીઓને ભૂલભૂલામણીવાળું નગર, અનેકને આખાં ને આખાં ગળી જાય એવું નગર આ ઐતિહાસિક આગે નાચતા

કરેલા ઓળામાં નાચી ઊઠયું.

અહીં તો કારખાનાનાં પહેલાં ખાતમુહૂર્ત થયાં'તાં. અહીં જ ઉદ્યોગપતિઓનાં પગથાણાં નખાયલાં, ને અહીંજ શ્રમજીવીઓનો સાથ કરનારા કામદાર મંડળો મળેલાં ને તેમાંથી સામ્યવાદીઓ ફુલ્યા ફાલેલા.........એટલે અહીં જ આગ લાગે ને!

રીશ્ટાગ આનંદથી સળગતી હતી. બર્લિનના મધ્યમાં અન્ટર–ડેન–લીન્ડેનના નાકા આગળ રીશ્ટાગના મકાનમાંથી આગ ભભૂકી ઊઠી.

એક જ કલાકમાં ગોરિંગ અને હિટલર આગના સ્થળે આવી પહોંચ્યા. બન્નેને એક સાથે સરખો અંતરનાદ સંભળાયો, "એ આગ તો સામ્યવાદીઓનું કામ છે." એડોલ્ફની આંખમાં આગના અજવાળામાં દિવ્ય રોશની ચળકી ઊઠી. એ આગને જોતો આનંદના અતિરેકમાં બોલી ઉઠયો, "એ આગમાં ભગવાનનો આદેશ છે!" *

માર્ચની ૫ મીએ ચૂંટણી થવાની હતી ........ તે પહેલાં આગ ઠીક લાગી. નવી રીશ્ટાગમાં કુલ છસો ડેપ્યુટીઓ હતા તેમાં એકસો તો સામ્યવાદીઓ નક્કી જ હતા. એ એકસોને ઉડાડી દેવાની તરકીબમાં રીશ્ટાગને આગ ઠીક લાગી.

"રીશ્ટાગને આ લાગી છે." હિટલરની સરકારે રાતના નવ વાગે જ જરમનીનાં નગરોમાં ખબર પહોંચાડી, "સામ્યવાદીઓ વિના કોણ લગાડે?" અને સામ્યવાદી કેન્દ્રોમાંથી લાગતા વળગતાને ત્યાં ટેલીફોન બોલી ઉઠયાં, "રીશ્ટાગને આગ લાગી છે, ચૂંટણીને ૭ દિવસની જ વાર છે, ત્યાં આગ લાગી છે. નાઝીઓનું કાવતરું છે. હિટલરે આગ લગાડી છે.

* "A sign from Heaven!" Hitler exclaimed.

સામ્યવાદીઓપર ફરવતી ચાલશે.........જ્યાં હો ત્યાં.........
બાર કલાકમાં જ ભીતરમાં ઉતરી જાવ." જરમની પર
સામ્યવાદનો આદેશ શિસ્ત માગતો હતો. જરમનીમાં સામ્યવાદના
અંગારા રીસ્ટાગમાં આગ લાગવાથી ભીતર ઉતરી જતા હતા.

વાત એમ હતી કે જ્યારે જાન્યુઆરીની ૩૦ મીએ
હિડનબર્ગે વટ હુકમથી હિટલરને શાહી ચેનસેલરની પદવી આપી
ત્યારે ચેનસેલરે તરત જ રીસ્ટાગને બરખાસ્ત કરી અને નવી ચૂંટણી
માટે માર્ચનો પાંચમો દિવસ નક્કી કર્યો.

સામ્યવાદીઓએ એ પાંચમા દિવસ પહેલાં જ કંઈ બની
જવાની આગાહી ભાખી હતી અને સામાન્ય હડતાળની હાકલ
કરવા સમાજવાદીઓને–સોશિયલ ડેમોક્રેટોને વિનવ્યા હતા, પણ
પ્રજાસત્તાવાદમાં માનનારા એમણે પાંચમી સુધી રાહ જોવાનો
આગ્રહ કર્યો અને ૨૭મી ફેબ્રુઆરીએ રીસ્ટાગમાં આગ લાગી ગઈ.

કારણ કે ચૂંટણીના પરિણામમાં હિટલરને આશા નહોતી.
ચૂંટણી આવે તે પહેલાં હિટલર અને નાઝી નેતાઓએ બીજો
કોઈ દાવ અજમાવી લેવાનો નિરધાર કર્યો હતો. તેથી તો રીસ્ટાગે
સળગવું પડ્યું.

આગ પછીના બીજા જ દિવસે હિટલરની સરકારે જાહેર
કર્યું કે સામ્યવાદીઓ અને સમાજવાદીઓએ થઈને આગ લગાડી
હતી. હિટલર સરકારે એ અપરાધીઓ સાથેનો બધો સહકાર
અને સંબંધ છોડી દેવા જરમન પ્રજાને અપીલ કરી. અને તે જ
રાતે ઘણા દિવસથી તૈયાર રાખી મૂકેલાં વોરંટ ઉદ્દામ સંઘોના
બધા નેતાઓની પાછળ નીકળી પડ્યાં. તેમનાં બધાં છાપાંઓ અને
જાહેરાતો વિગેરે ગેરકાયદેસર કર્યાં. સામ્યવાદીઓ સાથેના બધા
જૂનાં સંબંધો તૂટવા લાગ્યા, બધી જૂની કિંમતો ખોટી

કરવા લાગી. મિત્રો, ભાઇઓ અને શહેરીઓને બદલે હિટલર સરકારે એક બાજુએ રાષ્ટ્રીય સમાજવાદીઓ અને બીજી બાજુ સામ્યવાદીઓને વહેંચી નાખ્યા. સામ્યવાદીઓ ભીતર ચાલ્યા જાય કે ગુપ્ત થઇ જાય તે પહેલાં તેમની ગિરફતારીઓ શરુ થઇ ગઇ. દમનના વિચારાઇ રખાયલા અનેક પ્રકારો ગતિમાન બન્યા. જરમન કારાગારોમાં એક ભયાનક ચીસનો ચિત્કાર બોલી રહ્યો.

એક જ રાતમાં પાંચ હજાર સામ્યવાદી નેતાઓ કારાગારના સળિયા પાછળ ધકેલાઇ ગયા. એક જ રાતમાં પાંચ હજારના અવાજ પર દારૂણુ દમનની સીલ વાગી ગઇ. જરમન જગતમાં રાષ્ટ્રીય સમાજવાદી નાઝીરાજાઓ ગાંડા તૂર બનીને બીજા સંતાઇ ગએલા સામ્યવાદીઓને શોધી રહ્યા. તાર અને ટપાલ પર તથા ટેલીફોન પર હિટલર સરકારના અનેક જાસુસો આઠે પહોર ઉઘાડી આંખ ને કાન માંડીને ચોકી કરી રહ્યા. વ્યવહાર થંભી ગયો. સવાલ જવાબ અટકી ગયા. બરલીનમાં શરૂ થએલું ભયંકર રાજ બીજાં નગરોમાં પથરાતું હતું.

એવાં નાઝી નગરોમાં અજાણ્યા બનેલાં, અપરાધી ઠરેલાં સેંકડો જુવાનો પોતાની પથારીઓ તજીને ટપોટપ કૂદી ઊઠતાં હતાં, નામ વિનાનાં બનતાં હતાં; બધું તજવા તૈયાર ઊઠતાં હતાં; કુટુંબ ત્યજતાં હતાં; સુખ છોડતાં હતાં; આરામને ખંખેરી નાખતાં હતાં; ભૂખમરામાં ધસતાં હતાં; જીવનને જોખમતાં હતાં.

કારણુ કે પક્ષનો હુકમ આવ્યો હતો. પાછું ફરીને જોવાનો સમય નહોતો. દશ જ મિનિટમાં ખભા પાછળ થેલી ને રાઇફલ ભેરવી બીસ્કીટ ચાવતાં ભીતર જતાં હતાં.

કારણુ કે તેમના માથામાં માનવતાની–સમાનતાની–જીવવાના સરખા હકકની એક માન્યતા ભરાઇ હતી. એ

માન્યતાને આજની શોષક સમાજ રચના પસંદ નહોતી. જે પસંદ નહોતું તેને પલટાવવા કંઈ પણ સહન કરવા એ લોક તૈયાર હતા.

આગ પછીની સવારે સામ્યવાદી પક્ષનું એક પણ આદમી હાથ આવ્યું નહિ. બધાં ક્યાં ઊતરી ગયાં તે ખબર પડી નહોતી. નગરની ભાગોળોપર સખ્ત ચોકી પહેરા ગોઠવાઇ ગયા હતા, પણ પેલાંઓની ભાળ જડતી જ નહોતી.

**આ** ટઆટલા ચોકી પહેરાઓમાં આટ-આટલા દમન પછી, આવી યાતનાઓ પછી, બધા અવાજો પછી, મેનો પહેલો દિવસ આવ્યો ત્યારે બધું શાંત પડી ગએલું દેખાતું હતું. એક ભયંકર શાન્તિ જરમન શરીર પર કફન બનીને પથરાઇ હતી. હિટલરની ભૂખરી ને કાળી ડગલીઓની પડઘમ એ જ એક જીવનનો અવાજ માલમ પડતો હતો.

ત્યારે હેમબર્ગના મહાન દેવળના મિનારા પરથી એક મોટો લાલ વાવટો હથોડો ને દાતરડું ફરકાવતો મેના પહેલા દિવસની વહેલી સવારે એકાએક ફરકી ઊઠેલો દેખાયો.

લોકોનાં ટોળાં જોવા આવ્યાં; ભૂખરી ને કાળી ડગલીઓ દોડતી આવી. દેવળની અંદર પ્રેમ સ્વરૂપ ઇસુની પ્રાર્થના ચાલતી હતી.

પ્રાર્થના વચમાંથી અટકી. વડા પાદરીએ ઘરડી ડોક ઉંચકીને દીઠો, "આવું બને જ કેમ! એની દાઢી ડગડગી. એણે ધર્મમાં અનેક ચમત્કારો વાંચ્યા હતા પણ આવું બનતું કોઇ દી દીઠું ન હતું. એણે ધોળા વાળવાળું માથું ધૂણાવી નાખ્યું.

અંદરથી ધૂંધવાતો ભૂખરી ડગલીઓનો નાયક આવ્યો, ને બરાડ્યો, "પણ ઉપર જવાય ને ઉતરાય કેમ! હરામખોરોએ ઉપરના એક એક તાળામાં સીસું રેડ્યું છે. ઉપરનાં બધાં બારણાં તોડવાં પડે."

"દેવળનાં બારણાં ન તોડાય..." વડો પાદરી કરગરતો હતો.

બારણાં તોડયા વિના સીસું પૂરાયલા તાળાં ખોલવા હિટલર સરકારના કારીગર મંડી પડયા. અને હેમબર્ગના માથા પર નગર આખાને નવાજતો લાલ ઝંડો ફરકી રહ્યો.

"મારાં સાલ્લાંઓ હજુ જીવે છે!" શ્રીમંતો ને શ્રીમંતણો, માલિકો ને માલિકણો પોતાની માન્યતા ખોટી ઠરતી જોતાં હતાં ને બોલતાં હતાં: "શો ગજબ!"

ગજબ જેવો વાવટો દેવળના ઉન્નત મિનારા પર ઊડતો હતો. કોઈ વાવટો જોઇને ગેરકાયદેસર આનંદ દર્શાવતાં હતાં, કોઇ કોઇ દાંત કકડાવતાં જતાં હતાં, કોઇ સામ્યવાદીઓને ગાળો દેતાં હતાં. ટોળાં જામતાં હતાં ને જતાં હતાં.

એમ રાત પડી, પણ વાવટો ઊતર્યો નહોતો. મિનારા પરના સંતા તેજમાં રતાશ મારતો ફરકતો હતો. મેના પહેલા દિવસની હેમબર્ગમાં એવી રાત ઉજવાતી હતી.

ને એ જ વાત ચાલતી હતી; વિશાળ રંગ મંડપોમાં, રસ રેલવતાં રેસ્ટોરામાં અને મોટાં સિનેમાગૃહોમાં સામ્યવાદીઓની વાત ચાલતી હતી.

ત્યારે કોઈ નાચ્યું, કોઇએ ગાયું, કોઇએ ચા પીધી ને વાતો કરી: "એ લોક એવાં તે કેવાંક હશે?"

જાણે એના જવાબમાં હોય તેમ હેમબર્ગનાં સિનેમાગૃહો ને નાટકશાળાઓમાં, રેસ્ટોરાંમાં ને રંગમંડપોમાં કોઈએ જાહેરાત વહેંચી. જાહેરાત તો અંદર હતી પણ ઉપર પૂંઠા પર લખ્યું હતું:

"જોજો, ચૂકતા! તદ્દન નવું ચિત્ર, લાખો રુપિયાના ધૂમાડા કરીને સરજેલું-નીરો રોમને સળગાવે છે."

ઉપરનું વાંચીને સૌ કોઇ સમજતું કે હેમબર્ગમાં નીરોનું

ચિત્ર આવે છે. પણ અંદર ખોલતાં જરમનીનો આર્ય હિટલર સોનાની મહોરો ગળતો ને રીસ્ટાગને આગ લગાડતો આબેહૂબ ચિતરાયલો દેખાયો. આખા હેમબર્ગમાં હબક પામીને સૌ કોઈ વાંચતાં હતાં:

"હજુ અમે જીવીએ છીએ. અમે ચોર કે લૂંટારા નથી, પણ તમારા કોઈના જેવા જ લોકો છીએ. અમારાંય કુટુંબો છે. અમને પણ સ્ત્રી, પુરુષ ને બાળકો છે, અમે પણ તમારી જેમ જ સાજાં માંદાં પડીએ છીએ, તમે પહેરો છો તેમ જ પોશાક કે ચશ્મા પહેરીએ છીએ. અમે કોઈ પણ માનવીથી ચઢતાં નથી કે ઉતરતાંય નથી.

"અમે એક ચોક્કસ માન્યતાવાળાં માનવીઓ છીએ. અમે ઇતિહાસના પરિબળોને એક નૂતન સમાજ ઘટનાનો આવિષ્કાર કરતાં દેખીએ છીએ. અમે જો તમારાથી જુદાં પડતાં હોઈએ તો એટલા પૂરતાં જ કે અમે અમારાં બાળકો માટે અને અમારા વર્ગદુશ્મનોનાં બાળકો માટે પણ વધારે કલ્યાણકારી અને સુખી એવી સમાજઘટના સર્જવા માગીએ છીએ. અમે એ ભલે ન પામીએ, પણ અમને ખાત્રી છે કે અમારાં બાળકો તે પામશે જ; તેથી અમે પણ યાતનાઓ સહન કરવાને તૈયાર છીએ. કોઈ પણ જોખમ અમારે મને ઘણું મોટું નથી. જેને અમારી સામે લડવું હોય તે લડી લે, પણ માનપૂર્વક લડે એવી અમારી માગણી છે."

અને પછી એ જ પત્રિકામાં રીસ્ટાગને આગ મૂકાવનાર હિટલર પોતે હતો તે વાત પણ બતાવવામાં આવી હતી. જેવું હેમબર્ગ તેવું જ બરલીનમાં બનતું હતું, જેવું બરલીનમાં તેવું જ જરમની આખામાં ચાલતું હતું. સામ્યવાદીઓએ પોતાના ક્રાન્ત

જીવનની જીવતી યાદ આપી હતી.

તે જ રાતે હેમબર્ગમાં સ્ટીનડામના સીનેમા હાઉસમાં એક ચિત્ર ચાલતું હતું. સેંકડો સ્ત્રી પુરૂષો જોતાં હતાં: ત્યાં એકાએક અંધારૂં થયું. ચિત્રપટ અલોપ થયો ને રંગભૂમિ પરથી એક અવાજ પડકારી ઊઠયો:

"દોસ્તો!........." સીનેમા હાઉસમાં સામ્યવાદીએ ભાષણ આપ્યું. દ્રષ્ટાઓ શ્રોતાઓ બનીને સાંભળી રહ્યા. બહાર હિટલરની ભૂખરી ડગલીઓએ કમાડ ખખડાવ્યાં ત્યારે વક્તાએ પૂરૂં કર્યું હતું અને આખા સીનેમાગૃહમાં લાલપત્રિકાઓ ઉડતી હતી.

બીજે જ દિવસે મેની ૨૭ તારીખે જરમનીમાં કામદાર સંઘોની બધી ઓફીસો પર દરોડા પડયા. કામદારો વિંધાયા, ગાડાં ભરીને જપ્તીઓ થઈ, કામદારોના ફંડ જપ્ત થયાં, અધિકારીઓને ગિરફતાર કરવામાં આવ્યા. બધાં યુનિયનોની ઓફિસો બંધ થઈ ગઇ.

પણ બીજા દિવસની સાંજે એક મોટરવાન શાકપાનથી લદાયલી બરલીનમાં પેસતી હતી. શાક નીચે ભાજી પાલો નહોતો. લાખો ફરફરિયાં હતાં અને બોલતાં હતાં કે, "રીક્સ્ટાગમાં આગ કેમ લાગી?" એક જ દિવસે, એક જ કલાકે, હંમેશની જેમ એ ફરફરિયાં હેમબર્ગમાં, બરલીનમાં, અને રૂરમાં ઉડવાનાં હતાં.

મોટરકારના ડ્રાઈવરની પાસે ઓટો બેઠો હતો. એનું નામ તો અનેક બન્યું, છતાં એનું રૂપ તેવું જ હતું. એનો ફોટોગ્રાફ ભૂખરી ડગલીના ગજવામાં રહેતો હતો. બરલીન હેમબર્ગની લાઇનપરનો દરવાજો બંધ હતો. મોટર લોરીઓની એક આખી લંગાર દરવાજો ઉઘડવાની રાહ જોતી આતુર ઉભી હતી.

દરવાજા પાસે ઉભેલા ભૂખરી ડગલીવાળા બે નાઝીઓ-

માંના એકને સીગરેટ ફુંકવાની તલપ આવી. એણે પાસેની લોરીના ડ્રાઈવર પાસે ડોક લાવી દીવાસળી માટે હાથ ધર્યો ને ઓટો તરફ જોઈ રહ્યો. એને એના ગજવાનો ફેરોથાક સાંભર્યો. બે હોઠ વચ્ચે સળગતી સીગરેટ દબાવી એ બબડ્યો, “ એ !......તું નીચે ઉતર.” ઓટો સમજી ગયો. મરણ સામે એનાથી ખડખડાટ હસી પડાયું, અને નીચે ઉતરતો ડ્રાઈવરના કાનમાં બબડ્યો, “ અને તું હાંકી મૂક.”

દરવાજો ઉઘડ્યો હતો. ઓટો ઉતરી પડ્યો હતો અને ગિરફ્તાર થતો હતો. ભૂખરા નાઝીઓના પડકાર ઝીલતી મોટર-લોરી જોર શોરથી દોડી જતી હતી.

“ પણ છે શું ? તમારે દિવાસળી જ જોઈતી ’તી ના ? અને પેલો નાસી ગયો !” ઓટો બન્ને તરફ શાન્તિથી જોઈ રહ્યો. એની શાન્તિ બન્ને મારાઓને મહાત કરી રહી. મોટરવાન નંબર ન દેખાય તેટલે દૂર પસાર થઈ ગઈ હતી.

પછી ઓટોના ગજવામાંથી કાગળ નીકળ્યા. પછી ઓટોને હાથકડી મળી. ઓટો કારાગાર પાછળ ધકેલાયો.

પછી ઓટોની તપાસ શરૂ થઈ. ઓટોનો ચહેરો લોહી માંસનો લોચો બની રહ્યો. ઓટોની પીઠ પર લાલ માંસ લટકી પડ્યું.

“ યાતના અમને ડરાવી શકશે નહિ !” ઓટો એટલું જ બોલતો હતો: પછી નહિ બોલતા એ શરીરને હિટલર સરકારે વિંધી નાખ્યું.

એ તો એક હતો. અનેકોના હાલ એક એકને ભૂલાવે તેવા થતા હતા. આવડા મોટા જરમનીમાં, આવા મોટાં નગરોમાં બીજું બધું જેમ ચાલતું હતું તેમ ચાલતું હતું. બનાવદાર ને ભપકદાર સ્ત્રીઓ રસ્તા પર ચાલતી હતી. રાત પડતી ત્યાં નગર-

વાસીઓ ઉંઘતા હતા ને સવાર પડે ત્યારે જાગતાં હતાં, બાળકો ગેલ કરતાં હતાં, અને નિશાળિયા ભણતા હતા.

એવા આર્ય હિટલરના શાન્ત નાઝીરાજમાં સામ્યવાદીઓ વિના કોઇની અશાંતિ નહોતી, એવા નાઝીરાજના કાયદારાજમાં સામ્યવાદીઓ વિના કશું જ ગેરકાયદેસર નહોતું, એમાં કામદારો ને સામ્યવાદીઓ તથા યહુદીઓના જ નિઃસાસા જરમન જગતની ખુશનુમામાં ખલેલ કરતા હતા.

બીજે દિવસે ઓટોની સ્ત્રી પોલિસ ચોકીની બહાર આઠ કલાક સુધી નાહકની ઊભી હતી. ઓટો હવે આવવાનો નહોતો. ઓટો ભલે ગયો, પણ સામ્યવાદ જીવતો હતો.

૧૯૩૩ના ઓગસ્ટના ૩૦મા દિવસે પાંચ લાખ રાષ્ટ્રીય સમાજવાદીઓ નુરેમ્બર્ગમાં તેમના નેતાઓ અને અમલદારો સાથે એકઠા થયા. અને એક આદમીની જેમ એક સાથે એક હાથ જેવા પાંચ લાખ હાથ ઉંચકીને સલામીનો અવાજ ઉઠાવ્યો, 'હેઇલ હિટલર!'

દોઢ લાખ નાના મોટા નાઝી પક્ષના અમલદારો બોલ્યા, બે લાખ ભૂખરી ડગલીઓ બોલી, કાળી ડગલીઓ બોલી, સાઠ હજાર હિટલર–જુવાનો બોલ્યા. એ બોલ તેમના નેતા હિટલર તરફની વફાદારીનો હતો.

એ બોલ પર જરમન ધરા ધ્રૂજી ઊઠી, જરમન ભૂમી ઉલ્લાસમાં ઉછળી ઉઠી. પાંસઠ મિલિયન જરમનોમાં આ કાળી ભૂખરી ટુકડીઓ ફરતી થઇ ગઇ. એ ટુકડીના નેતાઓના હાથમાં, એ ટુકડીઓના મહાનેતા હિટલરના હાથમાં, જરમન મહાપ્રજાના નસીબનું ઘડતર મૂકાયું હતું. એ ઘડતરમાંથી મહાન જરમની જન્મવાનું હતું.

એ જન્મની પ્રસવવેદના જેવી વેદનાઓ જરમની પર શરૂ થઇ ગઇ. ચોવીસ કલાકમાં જરમનીનો મહાન જનેતા નૂતન ઇતિહાસ રચવા બેઠો. જોત જોતામાં નીરોને પણ ટપી જાય તેવી આગ એની આંખમાંથી નીકળી, ને રીસ્ટાગ ખાખ થઇ ગયું. એ ખાખમાં વ્યકિતસ્વાતંત્ર્યની રાખ ઉડી, નાઝી કુહાડી ઢીમચા

બનેલા મહાન જરમની પર ટમટમી રહી. એ ટમટમતા ભયંકર દેખાવમાં પવનચક્કીઓ જોરથી ફરતી હતી.

સૌથી પહેલા પગથિયા પર હિટલર, ગોરીંગ ને ગોબેલ્સ હતા, પછી કાળી ડગલીઓ રક્ષણહાર હતી, ને તેનો નેતા હિટલર હતો, તેની પાછળ રોહમ, હીન્સ અને કીલીંગરની આગેવાની નીચે ભૂખરી ડગલીઓ ગોઠવાઇ હતી, એ બધાની હારોહારની હરોળો સરકારી લશ્કરવાદની (રીશવેર) હતી. એ બધાને ડાબા જમણા દોર દેતા મહાન જરમનીના દોરીસંચાર કરતા મુરલીધરોમાં થાયસેન, સ્મીટ, કેપલર, ફંક, શાટ હતા, તથા રેવેન્ટલો, ફ્રુકનર વિગેરે પણ હતા.

આખી હીલચાલના માથા જેવી, હિટલર–ગોરીંગ–ગોબેલ્સ ત્રિમૂર્તિ નાઝી દેહપર ધૂણતી બેઠી હતી. મહાન જરમનીનો એને વેર ચઢયો હતો. એ માથું અનેક પગની કુચકદમના આવેશ પર મુસ્તાક હતું, અનેક હાથોના શસ્ત્રસરંજામના આવેગ પર આરૂઢ હતું. હિટલર જરમનીનો દેવ હતો, લામા હતો, મુસોલીની જેવો માંધાતા હતો. ગોરીંગ જરમનીનો ઉડતો અમલદાર હતો, હવામાનનો મહાસેનાની હતો, સાહસિક હતો, ભયંકર દુર્ગુણથી પિડાતો હતો, જોરદાર દેખાવનો ને રાજકીય ઘાતકતાના ઘણ જેવો હિટલરના બીજા માથામાં ગોઠવાયો હતો. બીજી પડખે ગોબેલ્સનું માથું ઉગ્યું હતું, એ કદરૂપું તોય સ્ત્રીઓને આકર્ષે તેવું હતું, પાગલ જેવું તોય બુદ્ધિમાન હતું, સડતું તોય હુશિયાર હતું, મેકીઆવેલિયન અક્કલબાજ હતું, હિટલર તરફ અંતરનો ધિક્કાર શમાવીને વધારે જોરથી જરમનીનું ડ્રમ વગાડતું હતું, જે એ ડ્રમ સાંભળતા તે આ ત્રિમૂર્તિની સાથે ધૂણવા લાગતા એવો એમાં વેગ હતો, જરમનીના હત્યારા વિજેતાઓ સામેના વૈરનો એવો એમાં

વળ હતો.

અને એ નાઝી દેહમાં જ ગોઠવાયલી કાળી ડગલીઓ ઉપલા મધ્યમ વર્ગમાંથી ઘડાઈ હતી, નાઝી અમલદારોની અંગ-રક્ષક ટુકડીઓ હતી, ભૂખરી ડગલીઓ કરતાં વધારે ભવ્ય અને ભંરાવદાર હતી. એની શરૂઆતમાં હિટલરની આસપાસ અંતરાયલા એ અંગરક્ષકો થોડાક ડઝન જેટલા જ હતા, અને ૧૯૨૩ ના ચાહોમમાં કાળી ટોપીઓ પહેરીને કૂચ કરનારા હતા. ૧૯૩૩ ની શરૂઆતમાં તેમની સંખ્યા એકસો જેટલી જ હતી, પછી એ એકસોની સંખ્યા વધીને આરોહણ પછી તરત જ સવાલાખ જેટલી થઈ ગઈ અને ત્રણલાખ પર પહોંચી. પછી હિટલર સરકારમાં એ ત્રણ લાખે મહા ભયાનક અને સર્વસત્તાધીશ એવું ખાનગી સરકારી પોલીસનું પદ ધારણ કર્યું, (G. S. P. Secret State Police) અને, કાળી ડગલીઓનું (S–S) બીજું નામ પણ રાખ્યું. એ ત્રણ લાખનો શિરતાજ હિમલર મહાન જરમનીના મહાભયાનક સૌંદર્ય જેવો ગેબી ઘાતકતાના તંતુઓ વણતો ગોઠવાઇ ગયો.

અને ભૂખરી ડગલીઓનું શું ? કોઇને ખબર પડતી નહોતી; એ ડગલીઓ બેકારોમાંથી, ભિખારીઓમાંથી, ગુંડાઓ-માંથી, કામશોધતાં ને અસંતુષ્ટ થએલાં અહંભાવી ને અહંવિકૃત રૂખડુઓમાંથી ઉપજી હતી. જરમનીનાં એકેએક નગરોના રસ્તાઓ પર લોહી છાંટતાં છમકલાંમાં ઘૂમી હતી, 'હેઈલ હિટલર' ના નાદમાં ધૂરકી હતી, ૧૯૨૩ ના નવેંબરના નવમા દિવસથી વધારે જૂની હતી; રોહમ જેવો એનો સેનાની હતો, સજાતીય વિકૃત તોય હિટલરનો અત્યંત અંગત હતો, ગોરીંગ કરતાં વધારે સાહખોર ને હિમલર કરતાં વધારે ઘાતકી હતો; વારે તેવા શિસ્તને જમાવી

શકે તેવો હતો.

એણે કરવું શું ? એણે રહેવું ક્યાં ? હીમલરની કાળી ડગલીઓ બધું કરતી હતી, આખા દેશ પર પથરાઇને પડી હતી. એના છૂપાઓ છરી લઇને કારખાનાંઓમાં, મજૂરોની ચાલીઓમાં, ખેડૂતોનાં ખોરડાંઓની વચમાં, અમલદારોની દેખરેખમાં, શેરીઓ પર ટહેલતાં મોજીલાંમાં, ખાનગી ઘરસંસારમાં, ને સામ્યવાદીઓનાં સળગતા ભીતરમાં પણ ગોઠવાઇ ગયા હતા. જરમની પર જાળ એમની હતી, જોર એમનું હતું, કોઇપણ વ્યક્તિની પકડ એમના હાથમાં હતી, કોઈ અવાજને ગળામાંથી રહેંસી નાખનારી તરવારો એમને સુપરત હતી. પરદેશોમાં પણ જાળ પાથરવા જવા માટે એમનો વડો હિમલર યથેચ્છ પાસપોર્ટ કાઢી શકતો હતો, કોઇપણ છાપાના મોઢા પર સીલ મારી શકતો, કોઇપણ અમલદાર પર ચોકી ગોઠવી શકતો, કોઇપણ વટહુકમ પોતે જ કાઢી શકતો.

એ કાળી ડગલીઓનો જ હથિયારોના ભંડારો પર પહેરો હતો, લશ્કરી યંત્રો અને એરોપ્લેન પર કબજો હતો. હિટલરની ડગલી કાળી હતી, હિટલરનો હિમલર હતો અને એ સૌમાં હિટલર હતો.

હિટલરની રક્ષા બાબરા ભૂત જેવો ભયાનક હેસ હિટલરના પડછાયાની જેમ હંમેશ હાજર રહીને કરતો હતો, અને હિટલરની રક્ષા ત્રણ લાખ કાળી ડગલીઓ આબેહુબ અને અંતરિક્ષમાં રહીને હિટલરના હુકમ પ્રમાણે કરતી હતી-એટલે ભૂખરી ડગલીઓએ કરવું શું ?

ભૂખરી ડગલીઓની ખોપરીઓમાં એમણે કરેલી સેવાઓ શોર કરતી હતી. ૧૯૨૦ માં એમણે જ બળવાખોર મજૂરોનો

સંહાર કર્યો હતો. ૧૯૨૧ માં એમાંના ઘણા અપર-સીલેશિયામાં પોલેન્ડ સામે લડાઈ લડયા'તા, ૧૯૨૩ માં એ જ બહાદુરો ફ્રેંચ આક્રમણ સામે ઝૂઝતા હતા, અને એમણે જ હિટલરની એકધારી અને ગમે તેવાં કર્મો કરીને સેવા બજાવી હતી.

એમનામાંય મહાન ઘાતકી ઘટનાઓ કરનારા રોહમ અને હીન્સ જેવા નરવીરો હતા; અને ઉપરાંત ફીલીંગર, ઇહિરાટ, લુકેન, લુઝ તથા સ્કુઝ જેવા તથા લુડીન અને લીઝમેન જેવા ભડવીરો હતા. "અમારું સૌનું શું!—અમારૂં સ્થાન શું?" સૌ પૂછતા હતા, અને હિટલર—ગોરીંગ—ગોબેલ્સની ત્રિમૂર્તિ જોરથી માથું ખંજવાળતી હતી.

એ બધી પવનચક્કીઓમાં અવાજ કર્યા વિના ફરતી પવનચક્કી જરમનીના મહા શ્રીમંત થાયસેનની હતી. થાયસેનની આસપાસ, રાઈનલેન્ડ અને રૂરના ઉદ્યોગપતિઓ ગોઠવાયા હતા. ભૂખરી, કાળી અને ત્રણ મથાળી પવનચક્કીઓની એ પડછંદ પીઠ હતી. અને પીઠમાંના કરોડ રજ્જુએથી માથામાં ચઢી ને જરમન માલિકીની યરોપીય યોજના રચતી હતી.

એ રચના માટે જ એક હથ્થુ રાજસત્તા જરૂરની હતી, સરમુખત્યારી જરૂરની હતી, હિટલર જરૂરનો હતો, ગોરીંગ અને ગોબેલ્સની ઘાતક ઘટના જરૂરી હતી, હીમલરનો ખૂની પંજો જરૂરનો હતો, એ રચનાને જે આગળ ધપાવે તે ગમે તે જરૂરનું હતું અને જે જરૂરનું હતું, તે આર્યન હતું. પવિત્ર હતું.

જરમનીનું લોખંડ ને જરમનીનો કોલસો જે નિર્માવે તેનું બજાર આખું યરોપ બને એવી એ રચના હતી. એ રચનાની ઘટના માટે બ્રિટન સામ્રાજ્ય પર, પાન-અમેરીકન યુનિયન પર, પૂર્વ એશિયાનાં મથકો પર અને સોવિયેટ યુનિયન પર, ફ્રાન્સ

પર આક્રમણ કરવાની જરૂર હતી અને આક્રમણથી જ લોરેઈનનું લોખંડ. લુકઝેમબર્ગનું સ્ટીલ, બેલ્જીયમની ભઠ્ઠી, તથા હોલેન્ડ અને લીંબર્ગનો કોલસો કબજે લઈ શકાય તેમ હતું.

એ સોનેરી રચના હતી, યુદ્ધની વિગ્રહખોરીની ભલે હોય. જરમન મૂડીને શાહીવાદ રચવો હતો. શાહીવાદી જરમન સામ્રાજ્ય જ મહાન જરમની બનવાનું હતું.

તેથી તો જરમન પ્રજાસત્તાકનું ખૂન કરવું પડયું, તેથી તો હિટલર હિલચાલને નવાજવી પડી, તેથી જ જરમની પર ગેબી ગુંડા–જાળ જમાવવી પડી, તેથી જ જરમન જનતા પર હડતાલ નહિ કરવાના ખૂની ફતવા ફેંકવા પડયા ને ભૂખરી ને કાળી ડગલીઓ શીવવી પડી. આ સોનેરી કરોડરજ્જુમાં સંચાર થાય અને હિટલર–ગોરીંગ–ગોબેલ્સનો જરમન દત્તાત્રય ડોલી ઉઠે–એ ઘટનાના ઘડવૈયા થાયસેન મહાજનો છે અને તેના હિસાબનીશ સ્મીટ, શાટ અને કેપલર છે.

"બિચારો જરમન દેશ!" કોઇ કરગરે છે, કોઇ ગળગળું થઇને બોલે છે. માલિક વર્ગની મૂઠીમાં કેવો ઝઝુમશે, કેવો લોહી નિગળશે, કેવો હાડપિંજર બનશે ને એ વિજેતા થશે તોય જનતાનાં કબ્રસ્તાનપરનો જરમન મૂડીનો જંદી નાચ કેવો.........

"બિચારો જરમન પ્રદેશ!" ચાર ચાર વરસ વિશ્વ-વિગ્રહમાં વિંખાઈ ગયો, ને વિંધાઇને પડયો; પછી એના પર બીજાં ચાર વરસની આર્થિક કટોકટીનાં કારમાં ભૂખમરા ને કારમાં અપમાનો ઊતર્યાં! આજે જરમન મૂડીની ખૂની ઘટનામાં ધૂણતો કૂચ કરે છે; શી ખબર કેવા અંધારગર્તામાં ઉડતો જશે! શી ખબર થાયસેનનો સોનેરી તાજ અને હિટલરનો ભદ્ર રાજદંડ એ જનતા કેવા મહા ઉત્પાત ને ઉત્પાત પછીના ઉલ્કાપાત કે વિનાશમાં ગડબી દેશે!

## ૧૯ હોળીનું નાળિયેર

**રીશ્ટાગની** આગ પર પહેલી સરકારી જાહેરાત ૧૯૩૩ ના ફેબ્રુઆરીના છેલ્લા દિવસે પ્રગટ થઈ કે વાન-ડર લ્યુબ નામના એક ડચ કોમ્યુનીસ્ટની આગ લગાડવા સંબંધી ધરપકડ કરવામાં આવી છે. પછી તે જ રાતના વાયરલેસ જાહેરાત કરવામાં આવી કે વાન-ડર-લ્યુબની જડતી લેતાં તેની પાસેથી કોમ્યુનીસ્ટ પક્ષના સભ્યોનું પત્રક હાથ લાગ્યું છે અને પછી તરત જ બીજે દિવસે એક સરકારી બુલેટીને બૂમ પાડી કે કોમ્યુનીસ્ટ પક્ષની સંગ્રામ સમિતિએ જરમનીમાં બળવો કરવાનો નિર્ણય કર્યો હતો તથા સમિતિ તરફથી રીસ્ટાગને આગ લગાડવા વાન-ડર-લ્યુબની નિમણુક કરી હતી.

પછી તરત જ સરકારી બુલેટીને જાહેર કર્યું કે વાન-ડર-લ્યુબની સાથો સાથ ટોર્ગલર અને કોનેન નામના બે અગત્યના કોમ્યુનીસ્ટ ડેપ્યુટીઓને પણ ગિરફતાર કરવામાં આવ્યા છે, કારણ કે આગ લાગી તે વખતે એ બંનેને સૌથી છેલ્લા રીસ્ટાગને છોડીને જતા દેખવામાં આવ્યા હતા.

ટોર્ગલર અને કોનેનનાં નામ તો જરમની આખામાં પ્રખ્યાત હતાં તથા ટોર્ગલર પોતાના પર મૂકાયલો આક્ષેપ સાંભળતાંની સાથે જ સરકારી પોલીસના વડા પાસે તપાસ માટે રૂબરૂ પહોંચી ગયો હતો અને જવાબમાં તેની ત્યાં જ ધરપકડ

કરવામાં આવી હતી.

એ ઉપરાંત સરકારી જાહેરાતમાં બલ્ગેરિયાના ડીમીટ્રોવ, પોપોવ, અને ટેનેવનાં ત્રણ કોમ્યુનીસ્ટ આગેવાનોનાં નામ પણ જાહેર થયાં હતાં અને તેમના પર કોઈપણ જાતનો આક્ષેપ મૂક્યા વિના તેમની ઉતાવળી ગિરફ્તારી કરવામાં આવી હતી. એ જરમન જનતાની દોરવણી કરવામાં મહાન બનેલાં નામોની પકડ પર આઘાત અનુભવતું જરમની, પેલા અજાણ્યા નામને અજાયબીમાં ફેરવતું હતું.

"વાન-ડર-લ્યુબ કોણ હતો ?"

અગત્યના કોમ્યુનીસ્ટ નેતાઓ સાથે પકડાયલો એ કોઇ મોટો ડચ કોમ્યુનીસ્ટ હશે ! હથેળી ઘસીને રીસ્ટાગ જેવી અદ્‌ભુત ઇમારતને બાળી નાખતો હશે-એવી એવી અનેક અફવાઓ લોકોમાં ફેલાતી વાન-ડર-લ્યુબની ઓળખ માગી રહી હતી.

ને નાઝી હોળીનું નાળિયેર નિર્માયલો વાન-ડર-લ્યુબ ઓળખાતો હતો કે,

મેરીનસ-વાન-ડર-લ્યુબ લીડેનમાં ૧૯૦૯ ના જાન્યુઆરીના ૧૩ મા દિવસે જન્મ્યો હતો. ૧૬ વરસની ઉંમરે એક દુકાનમાં ગુમાસ્તો રહ્યો હતો, પછી લીડનના યંગ કોમ્યુનીસ્ટ લીગનો સભ્ય બન્યો હતો અને પછી ૧૯૩૧ માં એને લીગમાંથી બરતરફ કરવામાં આવ્યો હતો. ત્યારપછી એને પક્ષ સાથે કશો જ સંબંધ નહોતો અને એ જ્યાં જતો ત્યાં કોમ્યુનીસ્ટો સાથે લડતો.

લીડનની હોસ્પીટલમાં મેરીનસ-વાન-ડર-લ્યુબ પાંચ મહીના સુધી રહ્યો હતો. ૧૯૨૭માં સ્ટેશનના રેસ્ટોરાંના નોકર તરીકે કામ કરતો હતો. ૧૯૨૮માં વાન-હોલેન્ડ નામની

હોટલમાં પોર્ટરની નોકરી કરતો હતો અને નવરાશના વખતમાં બટાકા વેચવા જતો હતો. ૧૯૩૦ના ઉનાળામાં એ કેલે ગયો અને પછી હોલેન્ડમાં પાછો આવ્યો અને લીડનમાં રહેવા લાગ્યો, તથા કોમ્યુનીસ્ટ લીગમાંથી બરતરફ થયો ત્યાર પછી સજાતીય વિકૃત તરીકે પંકાઇ ચૂકયો હતો.

પછી ૧૯૩૧ માં એ જરમનીમાં આવ્યો અને પોલીસને તપાસ કરતાં માલમ પડયું કે એ કામ શોધતો હતો.

કામની શોધ કરતો લ્યુબ મ્યુનીચ પહોંચ્યો અને ત્યાં એ ડૉ બેલ. ને મળ્યો તથા હિટલરની ભૂખરી ડગલીઓના, સજાતીય વિકૃત મહાસેનાની રોહમ સાથે ઓળખાણ થયું.

ડૉ. બેલ, હિટલરનો નિમાયલો, રોહમનો મિત્ર અને સલાહકાર હતો તથા રોહમના જુવાન છોકરાઓ સાથેના જાતીય સંબંધોને સમજતો હતો, તથા રોહમ સામે જ કોઇવાર હાથ ઉઠાવવો પડે તો તેના એક સજ્જડ કારણ તરીકે ડૉ. બેલ એવા છોકરાઓનું એક લીસ્ટ પોતાની પાસે રાખતો હતો. એ લીસ્ટમાં વાન-ડર-લ્યુબ નામના ડચ જુવાનનું નામ પણ હતું. એ જુવાનને નાઝીઓમાં ઓળખીતો કરવામાં આવ્યો હતો.

અને ૧૯૩૨ માં હોલેન્ડ જઇને ત્યાંથી ૧૯૩૩ માં ફરીવાર જરમનીમાં ભાગી આવેલો વાન-ડર-લ્યુબ ફેબ્રુઆરીની ૨૦ મી તારીખે રીશ્ટાગમાં આગ મૂકવાના આરોપસર બરલીનમાં પકડાયો અને નાઝી સરમુખત્યારીના પાયામાં હોમવાના નાળિયેર તરીકે તેને ગોરીંગ અને ગોબેલ્સે ચૂંટી કાઢયો.

ગોરીંગ અને ગોબેલ્સના હુકમથી આગ તો હીન્સે મૂકી હતી પણ હીન્સને આગમાં હોમી શકાય તેવો તે નહોતો ન હતો. સજાતીય વિકૃત અને અહંભાવી મૂઢ જેવો લાગતો વાન-ડર-લ્યુબ

નાઝી આરોહણ પછી તરત જ પશ્ચિમ જરમનીના સ્ટેટ કાઉન્સીલર તરીકે રાઇન અને રુરના લોખંડ ને કોલસાના જરમન મહામાલિક તથા હિટલરની ટગલીઓને પગાર પિરસનાર મહાશ્રીમંત થાયસેનની નિમણુક થઈ તથા ત્યાંના પ્રદેશોમાં નાણાં વિષયક બાબતોમાં એનું સ્થાન સર્વોપરિ બન્યું. ("To recognise him in matters of economic policy the supreme State authority for our district and to apply in all questions of economic policy, with the exception of agrarian questions, exclusively to Thyssen and to regard his decision as binding.") અને ગોરીંગના ખાસ આર્થિક સલાહકાર તરીકે થાયસેનની કોલસાની ખાણોના એક હેર-ટેંગલમેન નામના મેનેજરની નિમણુક થઇ. નાઝી સરકારની ઘટમાળમાં થાયસેનના ઇજારદાર મુરલીધરોનું સ્થાન નિશ્ચલ ગોઠવાંઇ ગયું. નાઝીસરકારનો બધો નાચ કોલસો, લોખંડ, વીજળી, ગેસ અને બીજી બનાવટની માલિકીના દોરી-સંચાર પ્રમાણે ગોઠવાઇ ગયો.

નાઝી સરકારમાં નિમાયલી કાર્યવાહીમાં વેસ્ટફાલિયાના પ્રદેશમાંથી થાયસેન પોતે, પૂર્વ ડ્રૂસેલડોર્ફમાંથી થાયસેનનો મેનેજીંગ ડીરેક્ટર વેગલર, ઉત્તર-વસ્ટફાલિયામાંથી થાયસેનનો સ્ટીલ

ડીરેક્ટર સ્પ્રીંગોરમ ગોઠવાઇ ગયા. એમના હાથમાં અર્થકારણની દોરીનો છેડો સોંપાયો અને ખેંચ પ્રમાણે ભૂખરી ને કાળી ડગલીઓના ચમકારામાં નાઝી નાચ આરંભાયો. સરકારના ઉદ્યોગખાતાના નિરીક્ષણ વિભાગના વડા તરીકે થાયસેનની ખાણોનો નિરીક્ષક તથા પરમમિત્ર વીનેકર નિમાયો અને તેણે ખાણની અંદર ખાણીઆઓની સલામતી જોતા નિરીક્ષકોની જગાઓ બંધ કરી દીધી. થાયસેનની કમાણીને એવી જરૂર હતી. નાઝીનેતાનું મહાન–જરમની થાયસેન અને તેની મુરલીધર ટોળકીનું ખાનગી, પવિત્ર મિલ્કત બની રહ્યું. મુરલીધરોની એ પવિત્ર ખાનગી મિલ્કતમાં જંગી વધારા કરવા જરમનીની જમીન, અને જરમની જનતાના સ્નાયુઓ યંત્રના તાલ સાથે નાચી રહ્યા. નાઝીનાચના આર્થિક તાણાઓ બેનમૂન ઝડપથી કંતાવા લાગ્યા.

એ તાણાઓના વણાટમાં નાણા ખાતાનો પ્રધાન શ્મીટ, રીશબેંકનો પ્રમુખ–ડૉ. શાટ તથા હિટલરનો આર્થિક હાથો કેપલર એ બધા નાઝી સરકારના અદ્રષ્ટ નિયામકો તરીકે, નાઝી સરકારના લોખંડી ચોકઠાના સજ્જડ સ્ક્રૂ તરીકે ગોઠવાઈ ગયા.

પછી જે જરમનીમાં વીત્યું, પછી જે જરમનીમાં બન્યું, પછી જરમનીના રસ્તાઓ પર અજ્ઞાત મુડદાં અટવાયાં, પછી જરમનીના ભરચક કારાગારોમાંથી નાસી જવાના આરોપસર જે અનેક વિઘ્ન થયાં, અને પછી જરમનીમાં કોમ્યુનીસ્ટો અને યહુદીઓનો જેવો શિકાર થયો તે બધાં પાછળ મહાન જરમની સરજવાનું સ્વપ્ન સેવનાર નાઝી સરકારની દોરી હાથમાં રાખી ને ગોઠવાયલી, જરમન મુરલીધરોની અદ્રષ્ટ અને સોનેરી સરકાર હતી.

એ સોનેરી સરકારના આર્થિક સરમુખત્યાર થાયસેને, મધ્યમવર્ગની એક લડાયક સંસ્થાને બરતરફ કરીને (Fighting

League of the Trading middle Class) જાહેર કર્યું કે જરમનીના આર્થિક જીવનમાં પોતે તાલીમબદ્ધ શિસ્તની આશા રાખે છે તથા તેમાં ખલેલ પહોંચે તેવા કોઇ પણ પ્રયત્નોને પોતે સરકાર પાસે દબાવી દેશે, વિગેરે. ✣

રાષ્ટ્રીય સમાજવાદી સરકારનો સોનેરી અવાજ હવે સાફ સાફ બોલતો હતો. સોનું સત્તા હતી, સોનું સરમુખત્યાર બન્યું હતું. એ સોનાની અંગત મિલ્કતની પવિત્રતામાં જે કોઇ આડું આવે કે આડું આવવાનો પ્રયત્ન કરે તે બધું દંડાશે, અંગછેદ પામશે, વિંધાશે, દફનાશે એવો એ શબ્દ હતો. એ શબ્દબ્રહ્મ પર જરમનીનો મુરલીધર સરમુખત્યાર શાહીવાદ બનવા લશ્કરી સરંજામ સજતો હતો.

એ વેગ અનેક દિવાસ્વપ્નો દેખતો હતો. એ સ્વપ્ન સ્થિર ન હતું, ગતિનું બન્યું હતું. એ ગતિમાં અનેક વિમાનો ઉડતાં હતાં, વિમાનો નીચે ટેંકો કૂચ કરતી હતી. લશ્કરી મનવારો ડુબકી દેતી હતી. દરિયા પર ને જમીન પર લોખંડથી સજેલાં લશ્કરો ગોઠવાતાં હતાં, ઝેરી ગેસના ગોટા ઉડતા હતા.

એ સ્વપ્નમાં બરલીનની શેરીઓમાં કોમ્યુનીસ્ટો અને

✣ "He expects that same discipline-voluntary but dictated by a proper sense of responsibility from all those composing economic life. He will tolerate no more 'liberalistic' dealings, such, for example, as termination of wage agreements by workers or animation of new industrial 'outsiders'. He will prevent any conceivable disturbances or attempts at disturbance by using the inlfuence over the proper State authorities given him by his appointment as State counsellor."

યહુદીઓનાં લાલ માથાં ગબડતાં હતાં, શબ સડતાં હતાં, જુવાનો ઝબ્બે થતાં હતાં, કારાગારો ને કારખાનાં બંધાતાં હતાં. કારખાના પણ કારાગાર બનતાં હતાં. જ્યાં ને ત્યાં દેખાતું ને અણદીઠ લોહી ઉભરાતું હતું. ઘર ભાંગતાં હતાં, માનવી ભાગતાં હતાં, આંતરડાં ખેંચાતાં હતાં, છાતીની ધમણો ધમતી હતી, ચીસ પડતી હતી. ચિત્કાર અરણ્યરુદન બનતો હતો.

એ સ્વપ્ન નાઝી સરકારને આવતું હતું; લશ્કરવાદને દેખાતું હતું. માયાવી મૂડીની ઈજારા પદ્ધતિએ તેની સજાવટ કરી હતી.

જરમનીનો ઉદ્યોગવાદ એ સ્વપ્નનો ઓથાર (nightmare) બન્યો હતો. જરમન જનતા પર મધરાતનો સ્વપ્નભાર બનીને લદાયો હતો. મૂડીએ એ સ્વપ્નમાં શૃંખલાઓ સરજી હતી. નવી માલિકીની એમાં લોહીભીની કૂચકદમ સંભળાતી હતી. જોજનોના વિસ્તારવાળી ચક્કીઓ જરમનીના ધબકતા કાળજા પર ફરતી થઇ ગઈ હતી. એ ચક્કીઓની ચકકરમાળમાં માનવી-નાશનો સરંજામ સરજાતો હતો. સરંજામ યરોપ પર ચરવા નીકળવાનો હતો; વાયુવેગે કૂચ કરવાનો હતો. મૂડીવાદી સંસ્કૃતિ પરનાં બધાં ચીર ઉતારી લેવાનો હતો.

સ્વપ્નશીલ હિટલરે તેથી તો એકાએક ૧૯૩૩ના જુલાઈની ૧૫મી તારીખે ઉદ્યોગને નાઝી શિસ્ત પ્રમાણે ગોઠવી દેવાનો કાયદો બહાર પાડ્યો હતો.*

---

* "The whole of industry to combine into syndicates and to dictate fixed prices, every competitor or outsider who dares to undersell these syndicates on the market or to establish a new factory can, on grounds of economic

"એ પુસ્તક અંદરના બધા ફોટા..... બધા ફોટા ફાડીને પુસ્તક પાછું લઇ આવ." રીસ્ટાગની આગ પછી એ છાસિયું કરીને બેઠો હતો. હિટલર–ગોરીંગ–ગોબેલ્સની એ વિચાર-સરણી હતો, થાયસેન મંડળીની શાહીવાદી જરૂરિયાતોના વ્યવહારનું એ વિચાર સ્વરૂપ હતો, મનરોએ 'મનરો ડોકટ્રીન' લખી 'તી, રોઝેનબર્ગ પણ એવું જ લખવા બેઠો હતો. એનો જુવાન ચહેરો ગંભીર હોવાથી અને હમણાં સ્વાભાવિક રીતે એ ગંભીરતા વધી જવાથી અકાળે ઘરડો થએલો ને ઘૂરકી ઉઠેલો દેખાતો હતો.

"જી!" એક મંત્રીએ ડોક લંબાવી.

"જી, શું ? ભાન નહોતું.....આ પુસ્તકમાં તેં મારો ફોટો મોકલી આપ્યો ત્યારે! આમાં હું જરાક વધારે ચિડાયલો દેખાઉં છું તે!"

"જી." એણે રોઝેનબર્ગના હંમેશના ચીડિયા ચહેરા પર આંખ ઠારી.

"જરમન લોહી.....જરમન જમીન.....જરમન જાત.....બધી જાતો એક નથી. દુનિયાની એક જ ઉચ્ચ જાતિ છે, તે આર્યન કે જરમન જાતિ છે. બીજી બધી માનવ જાતો પતિત છે, ઉચ્ચ જાતિની સેવા કરવાને જ લાયક છે.....દાખલા તરીકે, જ્યુ...સ્લાવ.....રશિયન...ફ્રેંચ.....જ્યાં જ્યાં જરમન

દરેક ઈન્તરા પર ભૂખરી ડગલીઓના ચોકી પહેરા ગોઠવાઈ ગયા હતા. કિંમતો ચઢતી હતી. સરકારી નફાઓ વધતા હતા. મજૂરી સોંઘી બનતી હતી, જરમન જનતાના લોહી માંસનાં લીલામ થતાં હતાં. રાષ્ટ્રીય સમાજવાદી નાઝી ક્રાન્તિનું નાઝીરાજ એના પાયામાંથી મંડાતું હતું.

sabotage be reprimanded by the syndicate committee, arrested by the State authorities and interned in a concentration camp."

આગળ ચલાવ્યું:

"ત્રીજી રીશે હજૂ પોતાનો સાક્ષાત્કાર અંદરખાને મેળવ્યો છે, બહિર જગતમાં એણે બળવત્તર બનવું જોઇશે. એ બનાવટમાં હિટલર એક જ નેતા છે, ગોરીંગ એક જ સેનાની છે, અને ત્રીજી રીશના આંતર બહિર સાક્ષાત્કારનો શબ્દબ્રહ્મ સૂચવનાર ગોએલ્સ એક જ મહાચારણ છે." એ શબ્દ બીસ્માર્ક પછી રોઝેનબર્ગ લખાવી રહ્યો. "આપણી યોજનાનો સાર એ છે કે સાઠ મીલીયન જરમનીનું આપણું સામ્રાજ્ય એક સો મીલીયન જરમનોનું છે. આખા યરોપમાં મહાન જરમન પ્રજા પથરાયલી છે. જ્યાં જ્યાં એ મહાન પ્રજા છે ત્યાં યાં.......આખા યરોપમાં નાઝી સામ્રાજ્ય સ્થપાવું જોઇએ." પાછી એની વિચાર આગળ લંબાઇ.

"એમ કરવા માટે યુરોપના દેશોએ સ્વેચ્છાથી રીશને શરણે આવવું જોઇએ અને નહિં તો આપણે તેમને જીતીને રીશમાં જોડી દેવાં જોઇએ. ઓસ્ટ્રિયા–સ્વીટ્ઝરલેન્ડ-હોલેન્ડ–ઝેકોસ્લોવેકીયા, જરમન બોહેમીયા–મોરેવીયા-સીલેસીયા, બેલજીયમ, બ્રેબન્ટ, લુકઝેનબર્ગ, ફ્લેન્ડર્સ–બરગન્ડી–સ્કેન્ડીનેવીયા......" નાઝીરાજના ચિંતકની આંખ સામે આખા યુરોપનો નકશો નાચી રહ્યો.

"અને બાલ્ટીકનો કિનારો પણ...ફીનલેન્ડ, ઇસ્થોનીયા, લેટવીયા, લિથુઆનીયા......જરમન લીવોનીઅન ઓર્ડર" બોલતાં એણે સામે પડેલા નકશાને ખૂલ્લો કરી નાખ્યો. અને પાછું બોલવા માંડયું: "રીશ પશ્ચિમ ફ્લેન્ડર્સને પોતાનું કરવા માગે છે, ફ્રાન્સ પાસેથી લોરેઇન, ઇટાલી પાસેથી દક્ષિણ ટીરોલ, જગોસ્લાવીઆ પાસેથી દક્ષિણ સીરિયા અને આખોય

પ્રજા વસે છે ત્યાં ત્યાં તેણે શાસન કરવું જોઇએ......બિસ્માર્કે બતાવેલું જરમન રાજનું સંગઠન સાંકડું હતું......આપણે મહાન જરમની......"

"જી!" રોઝેનબર્ગના ચિંતક ચહેરા પર મંત્રી મુગ્ધ બનીને જોઇ રહ્યો 'તો.

"જી, શું? લખવા માંડ. હું અમસ્તો બકું છું?......"

મંત્રીએ ઉતાવળા ખુરશી લીધી, ને યાદ રહેલું લખી રહ્યો. નાઝી ચિંતકની ગિરા પાછી ગરવા માંડી. "જરમન મહા-પ્રજા......મહાન જરમની......જરમનીમાંથી જે કોઇ સોએ સો ટકા શુદ્ધ જરમન ઓલાદનું નથી પણ જ્યુ છે તેને......" એ વચમાં જ એકાએક અટકી પડયો, એની આંખ સામે થોડાક પરિચિત ચહેરા દેખાઇ રહ્યા.

"ભયંકર, ભારાડી, ખૂનખાર બરાડા નાખતો, પગથી માથા સુધી ચરબીથી ભરેલો, ચીઓ હિટલર એના તરફ કોઇ ડાકણ જેવી ડોકને આંખો ઠારતો જોઇ રહ્યો અને એના મનની આંખો સામે હિટલરની ડગલી ઝાલી ડોકાતો બીજો આકાર પણ દેખાયો. વેંતિયા જેવો વળેલો, ભૂખરો, લૂલો, બેડોળના જેવો ગોબેલ્સ અને બટકો ડો. લે અને જ્યુ સાથે ઉભો રાખ્યો હોય તો એની આર્ય જાતિ ઓળખવી અઘરી પડી જાય તેવો જુલિયસ સ્ટ્રીશર તથા......" એને એક આંચકો આવ્યો. એ બબડયો........"શું! આ દેખાવોનો અંત જ નહિ આવે!"

એના ચહેરા પર અખંડ નિતરતી ચીડ સાથે ભયના રંગ ભેળા થઇ ગયા. એણે એની પાછળ જોયું ને પછી અજાણતાં આવેલા આવા બુરા વિચારને દાબી દેવા બંને હાથે માથું ધર્યું, ને ધીમેથી બબડયો,..."હેઇલ હિટલર!" અને એણે પાછું

આગળ ચલાવ્યું:

"ત્રીજી રીશે હજૂ પોતાનો સાક્ષાત્કાર અંદરખાને મેળવ્યો છે, બહિર જગતમાં એણે બળવત્તર બનવું જોઇશે. એ બનાવટમાં હિટલર એક જ નેતા છે, ગોરીંગ એક જ સેનાની છે, અને ત્રીજી રીશના આંતર બહિર સાક્ષાત્કારનો શબ્દબ્રહ્મ સૂચવનાર ગોબેલ્સ એક જ મહાચારણ છે." એ શબ્દ બીસ્માર્ક પછી રોઝેનબર્ગ લખાવી રહ્યો. "આપણી યોજનાનો સાર એ છે કે સાઠ મીલીયન જરમનીનું આપણું સામ્રાજ્ય એક સો મીલીયન જરમનોનું છે. આખા યરોપમાં મહાન જરમન પ્રજા પથરાયલી છે. જ્યાં જ્યાં એ મહાન પ્રજા છે ત્યાં યાં.......આખા યરોપમાં નાઝી સામ્રાજ્ય સ્થપાવું જોઇએ." પાછી એની વિચાર આગળ લંબાઇ.

"એમ કરવા માટે યુરોપના દેશોએ સ્વેચ્છાથી રીશને શરણે આવવું જોઇએ અને નહિં તો આપણે તેમને જીતીને રીશમાં જોડી દેવાં જોઇએ. ઓસ્ટ્રિયા–સ્વીટ્ઝરલેન્ડ-હોલેન્ડ–ઝેકોસ્લોવેકીયા, જરમન બોહેમીયા–મોરેવીયા-સીલેસીયા, બેલજીયમ, બ્રેબન્ટ, લુકઝેનબર્ગ, ફ્લેન્ડર્સ–બરગન્ડી–સ્કેન્ડીનેવીયા......" નાઝીરાજના ચિંતકની આંખ સામે આખા યુરોપનો નકશો નાચી રહ્યો.

"અને બાલ્ટીકનો કિનારો પણ...ફીનલેન્ડ, ઇસ્થોનીયા, લેટવીયા, લિથુઆનીયા......જરમન લીવોનીઅન ઓર્ડર" બોલતાં એણે સામે પડેલા નકશાને ખૂલ્લો કરી નાખ્યો. અને પાછું બોલવા માંડયું : "રીશ પશ્ચિમ ફ્લેન્ડર્સને પોતાનું કરવા માગે છે, ફ્રાન્સ પાસેથી લોરેઇન, ઇટાલી પાસેથી દક્ષિણ ટીરોલ, જગોસ્લાવીઆ પાસેથી દક્ષિણ સીરિયા અને આખોય

ડેનમાર્ક......બધું લેવા માગે છે..... ..અને પછી દુનિયાને પૂરવાર કરી આપવા માગે છે, કે એ બધું કાયદેસર.......કેવળ કાયદેસર છે......કયો કાયદો એમ કોઈ પૂછે તો......! તો જવાબ એ છે કે એ કાયદો જાતિ (race) નો કાયદો છે, એ કાયદા પ્રમાણે જ મહાન પ્રજાના પ્રભૂત્વમાં દુનિયા ચાલે છે.......મહાન પ્રજા જરમન છે.......જયાં જયાં જરમન પ્રજા વસે છે ત્યાં ત્યાં રીશનો અમલ......" એની આંખ સામે મહાન જરમન સામ્રાજય પથરાતું દેખાયું, સીમાડા ભૂંસાતા દેખાયા, વિમાનો ઉડતાં દેખાયા, ટપકતા બોંબ ને ઝેરી ગેસ સાથે એને જાતિનો કાયદો જોર કરતો જણાયો. પાછો એ હોઠ કરડતો બબડયો, "બીસ્માર્કનું જરમન સામ્રાજય આ મહાન જરમન સામ્રાજયનો એક છલાકો માત્ર હતું......"

"લખો, આર્થિક દ્રષ્ટિએ એ બરાબર છે" રોઝેનબર્ગની ગિરા ગૌરવવાળી બનીને આગળ વહેવા લાગી, "આ યોજના કોઇ તરંગ નથી, 'યુટોપિયા' નથી. એ પોતે જ એક કાયદો છે, એ કાયદા પાછળ સોએ સો ટકા શુદ્ધ એવી જરમન મૂડીનું હિત છે. થાયસેન અને બીજા જરમન ઉદ્યોગપતિઓ એ મૂડીના માલિકો છે, મહાન જરમનીના મહાન શ્રમજીવીઓ એ મૂડીના ઉત્પાદકો છે અને મહાન જરમનીના રૂર ને રાઈનના પ્રદેશો જયાં લોખંડ ને કોલસાની જરમન કુદરત શકિતના ગુંબાર ગજાવે છે તે......" બોલતી એની વાણીનો સંબંધ એ પોતે ભૂલી ગયો, પણ એણે આગળ ચલાવ્યું,

"જ્યારથી રૂરનો કોલસો લોખંડ સાથે જોડાયો ત્યારથી જરમનીનો જંગી ઉદ્યોગ જન્મ્યો. એ જંગી ઉદ્યોગે એક મહાન બળને જનમાવ્યું છે. એ બળે આખાય જરમનીને......જરમનીના દેહને લોખંડી શિસ્તબદ્ધ અને વિદ્યુતવેગી બનાવ્યો છે.

બૉંબ, રાઈફલો, અને તોપો એના હાથ છે; લશ્કરી મોટરો, અભેદ્ય બખ્તરો અને ટેંકો એનાં કવચ છે, રાક્ષસી યંત્રોનાં ચક્કરો એના પગ છે, વિમાની દળ એની પાંખો છે. એ બધા માટે સોએ સો ટકા શુદ્ધ જરમન એવાં થાયસેનનાં, ક્રુપ્સનાં, સ્ટીન્સનાં, હેનીલ્સ અને સ્ટમ્સનાં, વેપારી કુળો મહાન છે. એમણે જ વિલિયમ બીજાની સરકારને ખભાપર ટેકવી રાખી છે, એમણે જ બીસ્માર્કના જરમનીને જાળવી રાખ્યું છે, અને એ જ બીસ્માર્ક પછીના મહાન જરમન સામ્રાજ્યના જરમન માલિકો છે. એમની પાસે ડી–બેંકો......ડુશ બેન્ક, ડીસ્કોન્ટો બેંક, ડ્રેસ્ડનર બેંક, ડેનટ બેંક, એવી બેંકો છે. રૂરના ઉત્પાદનમાંથી એ બધીય બેંકો ઉપજી છે. એ મહાન મુરલીધરોની માયાએ અમેરીકાના મોરગન, કારનેગી અને રોકફેલરો તથા મીલોન્સને છક્કડ ખવડાવી છે. એ માલિકશાહીએ ઇંગ્લેંડના વેપારને તોડયો ફોડયો છે. એ આગળ વધે છે......એ એટલે જરમનીનો કોલસો ને લોખંડ, જરમનીનાં વેપારી જહાજો, જરમનીના વિજળીના પ્રવાહો, જરમનીનો ઉદ્યોગ, જરમનીનું રસાયણ......બધાં જ આગળ વધ્યાં છે, વધે છે......એ બધાનું મહાન જરમન સામ્રાજ્ય બને છે... કોઈ એને અટકાવી શકશે નહિ......કારણ કે......કારણ કે...” બોલતો એનો આખો ચહેરો લાલચોળ થઈ ગયો. ટાંપી ઊઠેલા એના ડોળા જાણે હમણાં ડબકી પડશે તેમ તગતગી ઊઠયા. એણે જોરથી બોલવા માંડયું:

“એ બધા માટે મહાન જરમનીનો મહાન લશ્કરવાદ મહાન કૂચ માંડશે. એ કૂચ જરમન વેપારી માલની કૂચ પહેલાંની લશ્કરી કૂચ હશે. એ કૂચ જરમની માટે સંસ્થાનો જીતશે, એ કૂચ દુનિયા આખીમાં મહાન જરમનીની જીત સરજશે. એ

ઇંગ્લેંડ સાથે મૈત્રી બાંધવી, અથવા રશિયા વિરુદ્ધ જાપાન સાથે અને ઇટાલી સાથે દોસ્તી બાંધવી અથવા તો, રશિયા સાથે મૈત્રી બાંધવી. એ છેલ્લી શકયતા છે........"

"જે એકલી જ તને કબુલ છે." રોઝેનબર્ગ વચમાં બોલી ઊઠયો.

"હા. કારણ કે, જ્યાં સુધી ઇટાલી, ફ્રાન્સ અને જરમની તથા રશિયા અંદર અંદર એક બીજાને રોકી રાખે અને દુનિયાના બીજા ભાગમાં જ્યાં સુધી રશિયા, જાપાન, ચીન અને અમેરિકા એક બીજાને રોકી રાખે ત્યાં સુધી ઇંગ્લેંડ એની જૂની મોરલી વગાડતું એના સામ્રાજ્ય પર અકકડ થઇને બેસી રહી શકશે. અને ઇંગ્લેંડ સ્વેચ્છાએ એનાં સંસ્થાનોમાંથી આપણને નજરાણાં આપશે એમ માનવું એ મિથ્યા આશા છે. આપણે જાણીએ છીએ કે જેમ માલિક વ્યકિત તેમ માલિક રાષ્ટ્રો પણ પોતાની મિલ્કત પરનો હકક હૃદયપલટાથી છોડતાં નથી; તેમની પાસેથી તે છોડાવવાં પડે છે."

"ઠીક છે......" રોઝેનબર્ગ સાંભળી રહ્યો. લુડેંક આગળ ચલાવ્યું:

"અને આપણે યાદ રાખવું જોઇએ કે અંગ્રેજો અને અમેરિકનો ઉદારમતવાદ અને વૈયકિતક નીતિમાં ઉછર્યા છે, એમનો એ ઉછેર એમને ફેસીઝમનો સ્વીકાર કરતાં અટકાવશે, નાઝીવાદ તો નહિ જ. એ સ્વીકાર માટે એમને ફરજ પાડવી પડશે અને..."

"બસ, બસ!" રોઝેનબર્ગે વચમાં ઝુકાવ્યું, "તું શું કહેવા માગે છે તે હું આખું સમજી ગયો, પણ હું નોરડીક નીતિનો જ દુનિયા પર રાજ કરવાનો હકક સ્વીકારું છું, આપણી પરદેશનીતિને મોખરે એ ખ્યાલ આબેહુબ રહેવો જોઇશે. એ ખ્યાલથી સોવિયટ

રશિયા સાથેની સમજૂતી અશક્ય બને છે. હા. બીસ્માર્કે કર્યું હતું તેમ રશિયા સાથે રહી શકાત જો કોઈ જરમેનિક જાતની નેતાગીરીના હાથમાં રશિયાનું સુકાન હોત તો. એશિયાની એ શુંઢ પર આજે કોનો અંકુશ છે તે ખબર છે. ફુહરર કહે છે તે બરાબર છે કે એવો કોઇપણ સંબંધ ... ... "

"પણ, પણ હું જાતિના મૂલ્યાંકમાં તમારી અને અને ફુહરર સાથે પૂરેપૂરો સંમત થાઉં છું." લુડેક વચમાં બોલી ઊઠયો "અને તે પણ આપણે અતિપ્રગલ્ભ બનીએ તે સાથે જ આપણે વધારે સાવચેતીપૂર્વક આપણા ખ્યાલ અને આપણી યોજનાઓ......મારે મન એ જ સાચું રાજકારણ છે. અને હું તો માનું છું કે આજે રશિયાનું સુકાન ઝારને બદલે સ્ટેલીનના હાથમાં છતાં તેને ઝાર કરતાંય વધારે આપણા જેવા મિત્રોની જરૂર છે. જેમ તેમ અનેક મુશ્કલીઓમાં વિરોધી દુનિયામાં પોતાના પગ ગોઠવતી સોવિયટ સરકાર સાથે બીજા બે સરમુખત્યારોએ રશિયાની જરૂરીયાત જોઇને મિત્રાચારીનો સંબંધ રાખ્યો છે. મુસોલીનીને તેલ અને બીજી વસ્તુઓ સ્ટેલીન પાસેથી જોઇતી હતી તેથી તેને અને કમાલપાશાને પણ સોવીયેટ સરકાર સાથે ખુલ્લી રીતે ભલમનસાઇનો સંબંધ બાંધવો પડયો છે. આપણી પાસે આજે ૧૯૨૬માં થએલી રેપોલોની સલાહ અભરાઇ પર પડી છે. તેને નીચે ઉતારી આપણે આગળ લંબાવી શકીએ, સોવિયટના સંબંધથી આપણે અજય બનીને ઉભા રહી શકીએ." *

---

* Hitler would have a foundation to build upon in the existing collaboration between the German and the Soviet General staffs. Such an alliance would be truly invincible a system extending from the North Sea and the Baltic

ઇંગ્લેંડ સાથે મૈત્રી બાંધવી, અથવા રશિયા વિરૂદ્ધ જાપાન સાથે અને ઇટાલી સાથે દોસ્તી બાંધવી અથવા તો, રશિયા સાથે મૈત્રી બાંધવી. એ છેલ્લી શકયતા છે........"

"જે એકલી જ તને કબુલ છે." રોઝેનબર્ગ વચમાં બોલી ઊઠયો.

"હા. કારણ કે, જ્યાં સુધી ઇટાલી, ફ્રાન્સ અને જરમની તથા રશિયા અંદર અંદર એક બીજાને રોકી રાખે અને દુનિયાના બીજા ભાગમાં જ્યાં સુધી રશિયા, જાપાન, ચીન અને અમેરિકા એક બીજાને રોકી રાખે ત્યાં સુધી ઇંગ્લેંડ એની જૂની મોરલી વગાડતું એના સામ્રાજ્ય પર અક્કડ થઇને બેસી રહી શકશે. અને ઇંગ્લેંડ સ્વેચ્છાએ એનાં સંસ્થાનોમાંથી આપણને નજરાણાં આપશે એમ માનવું એ મિથ્યા આશા છે. આપણે જાણીએ છીએ કે જેમ માલિક વ્યકિત તેમ માલિક રાષ્ટ્રો પણ પોતાની મિલ્કત પરનો હકક હૃદયપલટાથી છોડતાં નથી; તેમની પાસેથી તે છોડાવવાં પડે છે."

"ઠીક છે......" રોઝેનબર્ગ સાંભળી રહ્યો. લુડેંકે આગળ ચલાવ્યું:

"અને આપણે યાદ રાખવું જોઇએ કે અંગ્રેજો અને અમેરિકનો ઉદારમતવાદ અને વૈયકિતક નીતિમાં ઉછર્યા છે, એમનો એ ઉછેર એમને ફેસીઝમનો સ્વીકાર કરતાં અટકાવશે, નાઝીવાદ તો નહિ જ. એ સ્વીકાર માટે એમને ફરજ પાડવી પડશે અને..."

"બસ, બસ!" રોઝેનબર્ગે વચમાં ઝુકાવ્યું, "તું શું કહેવા માગે છે તે હું આખું સમજી ગયો, પણ હું નોરડીક નીતિનો જ દુનિયા પર રાજ કરવાનો હકક સ્વીકારું છું, આપણી પરદેશનીતિને મોખરે એ ખ્યાલ આબેહુબ રહેવો જોઇશે. એ ખ્યાલથી સોવિયટ

રશિયા સાથેની સમજૂતી અશક્ય બને છે. હા. બીસ્માર્કે કર્યું હતું તેમ રશિયા સાથે રહી શકાત જો કોઈ જરમેનિક જાતની નેતાગીરીના હાથમાં રશિયાનું સુકાન હોત તો. એશિયાની એ શું ઢ પર આજે કોનો અંકુશ છે તે ખબર છે. ફુહરર કહે છે તે બરાબર છે કે એવો કોઈપણ સંબંધ ... ...”

“પણ, પણ હું જાતિના મૂલ્યાંકમાં તમારી અને અને ફુહરર સાથે પૂરેપૂરો સંમત થાઉં છું.” લુડેક વચમાં બોલી ઊઠ્યો “અને તે પણ આપણે અતિપ્રગલ્ભ બનીએ તે સાથે જ આપણે વધારે સાવચેતીપૂર્વક આપણા ખ્યાલ અને આપણી યોજનાઓ.........મારે મન એ જ સાચું રાજકારણ છે. અને હું તો માનું છું કે આજે રશિયાનું સુકાન ઝારને બદલે સ્ટેલીનના હાથમાં છતાં તેને ઝાર કરતાંય વધારે આપણા જેવા મિત્રોની જરૂર છે. જેમ તેમ અનેક મુશ્કલીઓમાં વિરોધી દુનિયામાં પોતાના પગ ગોઠવતી સોવિયટ સરકાર સાથે બીજા બે સરમુખત્યારોએ રશિયાની જરૂરીયાત જોઈને મિત્રાચારીનો સંબંધ રાખ્યો છે. મુસોલીનીને તેલ અને બીજી વસ્તુઓ સ્ટેલીન પાસેથી જોઈતી હતી તેથી તેને અને કમાલપાશાને પણ સોવીયેટ સરકાર સાથે ખુલ્લી રીતે ભલમનસાઈનો સંબંધ બાંધવો પડ્યો છે. આપણી પાસે આજે ૧૯૨૬માં થએલી રેપોલોની સલાહ અભરાઈ પર પડી છે. તેને નીચે ઉતારી આપણે આગળ લંબાવી શકીએ, સોવિયટના સંબંધથી આપણે અજય બનીને ઉભા રહી શકીએ.” *

* Hitler would have a foundation to build upon in the existing collaboration between the German and the Soviet General staffs. Such an alliance would be truly invincible a system extending from the North Sea and the Baltic

"મને પણ એવા વિચારો આવ્યા છે પણ........"

રોઝેનબર્ગ જરા પણ લાગણીવશ થયા વિના ધીમેથી બોલ્યો, "પણ હું તે સાથે સંમત થતો નથી. તારા ખ્યાલમાં ભૂલ હશે, કાં તો મારા ખ્યાલમાં. આજે તો હું મારા ખ્યાલને જ વળગી રહું છું. હું અને ફુહરર બંન્ને......" એણે ગંભીર વિચારમાં ગરકાવ થઇને કહ્યું, "અને બને તો તું પણ તારો નવો ખ્યાલ મૂકી દે."

"હું મારો ખ્યાલ મૂકી દઉં તો આપણે સમજી લેવું જોઇએ કે આપણે બે માર્ગોમાંથી એકને પસંદ કરીએ છીએ. હું કહું છું તે રસ્તો મહાન જરમનીના ઘડતર માટે વિજયી કૂચનો શાંત દરવાજો ખોલે છે. અને જો તે દરવાજો ન ખૂલે તો આપણે રશિયા સાથે એક ભયાનક વિગ્રહ લડવો પડશે, જેનું પરિણામ કદાચ જરમનીના અંતમાં પણ આવે." *

---

Sea down the Danube to the Bosporus and East as far as Vladivostok. It would mean a perfect counterpoise to the British Empire, and would establish at last that non-existant political and economic world equilibrium, unattainable so long as England's predominance should be able to prevent it. It would mean peace for Russia in the West, a final check to Japan in the East, recapture of the Baltic Countries excepting Finland, of course at relatively little cost.
[From "I knew Hitler" Published in 1935.]

* આની જ જાતના શબ્દો લુડેકે હિટલરને ૧૯૩૪ માં કહ્યા હતા.
"Russia offers you two alternatives: a war which may be the end of Germany, or an alliance which may open up a road of peace for the triumph of a greater Germany..."

રોઝેનબર્ગ અને હિટલર સાથે પરદેશનીતિની વાતો કર્યા પછી લુડેકના થોડાક દિવસો વહી ગયા. એ દિવસોએ કેટલાએ દેખાવો નોંધી દીધા હતા. તુફાન ટુકડીઓ હોર્સ્ટ વેસેલનું કૂચ કદમ જોરશોરથી ગાતી સંભળાતી હતી.* આગો લાગતી હતી અને બીજી ભયંકર ભઠ્ઠીઓ ચેતાવાતી હોલવાઇ જતી હતી. જરમન ધરતી પર તાવડો ઉકળતો હતો અને બધું ઉપર તળે થતું હતું. પોતે કરી નાખેલી વાતો વિષે શાંતિથી વિચાર કરતો લુડેક બરલીનના એક ઘરના ઓરડામાં આરામ ખુરશીપર આડો થયો હતો ત્યારે ટેલીફોન બોલ્યો. એણે રીસીવર ઉપાડી કાન પર માંડયું. સ્ટેશર બોલતો હતો:

"તું તારા પડછાયાની ઉપરથી કૂદી ગયો છે, તું ભયંકર માણસ છે, ભાઇશાબ!"

"પણ છે શું?"

"હું શાંતિથી રાહ જોતો હતો અને 'વખતનાં ગીત, વખતે ગવાય,' એમ વિચારતો હતો ત્યાં તેં... ... ... "

"પણ એમાં ... ... ... !"

"તું નાઝીરાજમાં છે તે ભૂલતો મા, અમેરિકામાં એવું ચાલે,

* "Raise high the flags, Stand rank on rank together, Storm Troopers march with steady guiet Tread."

અહિં નહિ. તારી પાછળ ચોકીઆતો ગોઠવાઈ ગયા છે, તું એમ કર. જવાય તો, અમેરિકાની ટીકીટ લઇ લે, જરૂર પડશે ત્યારે ...... "

"પણ એટલું બધું .... ... .... "

"હા, રોઝેનબર્ગ આજે ખૂબ ખુશ હતો, તારી વાત કરતો હતો ... ... એ ઓછું હસે છે અને હસે ત્યારે કંઇ કાળું હોય છે."

"આપને બે જણ મળવા માગે છે, આપ ઉઠયા તે પહેલાં ત્રણ વાર અંધારામાં જ આવી ગયા હતા." વચમાં નોકરનો અવાજ લુડેકના કાનપર પડયો અને એણે કહ્યું, "સ્ટ્રેશર, મને બે જણ મળવા આવ્યા છે, એક મીનીટ .... ... " એણે રીસીવર નીચે મૂક્યું. અને નાહવાના ઓરડા પાસેના ખંડમાં, મળવા આવેલાઓને લાવવાનું કહીને જોડેનું બારણું ખોલીને એ અંદર ગયો.

તરતજ બે ઉંચા પાતળા માણસો લુડેક સામે વિનયપૂર્વક આવી ઉભા.

"પધારો, પણ હું એકદમ ઉતાવળમાં છું, બોલો એક જ મીનીટમાં, ... ... પણ કહો તો ખરા, આપ કોણ ... ... "

"હું, લેબ્રન, એસ-એસ-સરવીસમાં છું, અને આ ડો. બ્રાશવીઝ પોતે ગેસ્ટાપોના ... ... " * લુડેકના ચહેરા પર મ્લાન રંગ રેલાઇ ગયો, એણે દમામથી કહ્યું, "અચ્છા ચલાવો, હું ઉતાવળમાં છું."

* "ગેસ્ટાપો એટલે (Geheime Staats Polizei) સરકારી ખાનગી છૂપી પોલીસ દળની રચના ગોરીંગે કરી. ગોરીંગની ભયાનક સત્તાના પ્રતિક જેવી આ સંસ્થાનો સર્વસત્તાધીશ શરૂઆતમાં ડો. ડીલ્સ હતો પણ પછી ૧૯૩૪ના એપ્રિલમાં નાઝી ઘાતકતાના નમૂના જેવા હીનરીચ હીમલરને તેનો સર્વસત્તાધીશ બનાવવામાં આવ્યો."

"હેર લુડેક, અમારે માથે કડવી ફરજ આવી પડી છે. આપને આપનું ગમે તેવું કામ હોય છતાં પણ હમણાં–હમણાં, ડૉ–ડીલ્સ પાસે લઈ જવાના છે, તેમને આપનું કામ પડયું છે." એમાંથી એકે ગંભીરતાથી કહ્યું.

"પણ, હું ... ... આજે ઘણા કામમાં છું, સાંજના આવજો."

"હેર લુડેક! ... ... આપ કોણ છો તે હું સારી રીતે જાણું છું પણ અમને હુકમ છે, આપને, હમણાં જ અમારી સાથે ... ..."

લુડેકને સમજાઈ ગયું કે પોતે ગિરફતાર થયો છે. એની પીડમાં છરીનો ઘા થયો હોય એમ એને લાગ્યું અને પાસેની ખુરશીમાં એ વિચાર કરતો બેસી ગયો.

"માઠું લગાડશો નહિ, અમારે હુકમનો અમલ જ કરવાનો છે, અમે દિલગીર છીએ." લેપ્સન નરમાશથી બોલ્યો.

"લુડેકે શાન્તિથી બંને તરફ જોયું અને તૈયાર થવા ઉભો થયો. એણે એક થેલીમાં, થોડાંક પુસ્તકો અને બીજી એક બે વસ્તુ નાખી અને લોખંડ જેવા ઉભેલા નાઝીરાજના બે કાસદો તરફ જોઇને એણે પૂછયું, "હું કંઈ વિશેષ જાણી શકું છું?"

"અમે જ જાણતા નથી, ડૉ. ડીલ્સ પોતે જાણતા નથી. રાતના ગોરીંગનો પોતાનો ફોન આવ્યો ને બોલ્યો કે બીજો હુકમ મળે ત્યાં સુધી આપને એલેકઝેન્ડરપ્લાઝની ચોકીપર રાખવાના છે, ત્યારે એમને પોતાને પણ આશ્ચર્ય થયું હતું."

પછી લુડેકને લઇને એક ગાડી એલેકઝેન્ડર પ્લાઝ તરફ ચાલી, અને પોલીસ ચોકી આવી ત્યારે 'સ્કુપો'*ને સોંપી-

* The Schutz Polizei, or Protective Police

ને પેલા બે જણ ચાલી ગયા. "તમે તમારી સાથે બે પુસ્તકો, એક પેનસીલ, અને તમારું હાથ–ઘડિયાળ–એટલી વસ્તુઓ રાખી શકશો." નાઝીરાજની લાલ કાળા પથ્થરની કિલ્લા જેવી ભૂખરી પોલીસ ચોકીમાં લુડેકે પહેલું ફરમાન સાંભળ્યું અને પછી "મારી પાછળ આવો" એવો એક હથિયારબંધ હુકમ આવ્યો. લુડેક ચાલ્યો. એક પછી એક ઓરડાની હરોળો અને વાંકા ચૂંકા રસ્તાઓ વટાવતો, ગંદી ને ગોબરી શિલાઓવાળી દિવાલોને દેખતો ને અકાળે ઠંડી અનુભવતો લુડેક આગળ ચાલતો હતો. એક ખંડ પાસે આગળ ચાલતાં એક તુફાનખોર સાથે બીજા બે ભળ્યા, અને જોડેના ગંદા દેખાતા એક ખંડમાં લુડેકને જવાનો હુકમ થયો. આખો ખંડ એક માથું ભમાવી નાખે તેવી વાસ મારતો હતો. એક ખુણામાં તાજું લુછી નાખેલું લોહીનું ખાબડું માણસના લોહીની સુવાસ ફેલાવતું હતું.

"થેલી મૂકી દો, બધાં કપડાં ઉતારી નાખો, આપને તપાસ માટે લઈ જતા પહેલાં તપાસ કરી લેવાની છે."

થોડી જ વારમાં લુડેક સુધરેલી યરોપિયન પ્રજાના વડાદાદા આદમના પોશાકમાં આવી ગયો. એની પાસે કોઈ હથિયાર નથી તે નક્કી થયા પછી એને એની વસ્તુઓ પાછી સોંપાઈ તથા સામે દેખાતી ઓરડીઓની એક હરોળ તરફ લઇ જવામાં આવ્યો.

"નંબર એકાવન!" આગળ ચાલતો એક સિપાઈ એકાવનમી ઓરડી આગળ અટકયો, અને બીજાએ આવી ઓરડીના કમાડ પર લટકતા તાળામાં ચાવી ભરાવી, અને ઉઘડેલા બારણામાં અંદર જવાનો ઇસારો થયો. લુડેક અંદર પેઠો અને કમાડ વસાયું, વસાતા કમાડમાંથી ત્રીજા સિપાઈનો હસતો અવાજ આવ્યો, "ગુડ નાઇટ!" અંધારી ઓરડીમાં લુડેક વિચારતો હતો, "નાઝી-

રાજના કારાવાસમાં રાત કદિ આથમતી જ નહિ હોય," અને સ્ટ્રેશરની સાથે વાતચીત કરતાં મૂકી દીધેલું રીસીવર યાદ આવ્યું. ને સ્ટ્રેશરનો અવાજ યાદ આવ્યો, "તું તારા પડછાયાની આગળ કૂદી ગયો છે, અમેરિકામાં એવું ચાલે, અહિં નાઝીરાજમાં નહિ."

પછી ધીમે ધીમે એણે નાઝીરાજના કારાગારની ખોલીમાં આંખો માંડવા માંડી ત્યારે એની આંખ સામે એક લાકડાની પાટ અને તેના પર એક સાદડી પાથરેલી દીઠી. પાટના છેડા પર એક બનુસ પડયું હતું. ધીમે ધીમે એની નજર આછા અંધારામાં વસ્તુઓ ઓળખવા લાગી. એક ખુણામાં એક વાંકું વળેલું નાનું સ્ટુલ પડયું હતું અને તેના પર એક ટીનનો પ્યાલો હતો, એક પાણીનો લોટો હતો અને સ્ટુલની નીચે વાસ મારતું પ્રીવી હતું.

એ પાટ પર બેઠો, એના કાનમાં એક અવાજ અથડાયો. "રેડિયો!" એને કોઈ ગાતું હોય તેમ લાગ્યું, પણ એકાએક યાદ આવ્યું, "પોતે કેદખાનાની ખોલીમાં છે ત્યાં રેડિયો......"

પણ એની આશંકાને તોડી નાખતી એક કારમી ચીસ એના કાનમાં પેસી ગઈ. એ ચોંકેલો બેસી રહ્યો. પછી સ્ત્રીના અવાજ સાથે ભળેલાં ડુસકાં કયાં સુધી સંભળાયાં કર્યાં, પાછી શાંતિ—ભયંકર શાંતિ પથરાતી લાગી, પણ તરત જ મોટેથી રડવાનો અને ફીટમાં આવતો હોય તેવો કયારેક ચીસો પાડતો ને કંઈ બોલતો સ્ત્રીનો અવાજ નાઝી કારાગારના નાગા પત્થરોને પણ હલાવી રહ્યો. આ અસહ્ય બનતા અવાજથી લુડેક ઉભો થઈ ગયો અને કોટડીમાં જોરથી ફરવા લાગ્યો. પછી એ અવાજમાં અનેક જુદા જુદા અવાજો ઉમેરાતા હતા, જાણે કારાગાર પોતે હાલતું હતું. જોરથી કમાડો ઉઘડતાં હતાં ને વસાતાં હતાં, ચાવીઓ ફરતી હતી. કંઈ સૂચવતું હતું, ચીસ પડતી હતી અને

ઘસી જતી હતી. દિવાલો પર, શરીર પર, ટંપુ જોરથી અથડાતું હતું. એનો અંત જ નહોતો. કલાકો વીતી ગયા હશે એમ ખુદને લાગ્યું ત્યારે એનું માથું ભમી ગયું હતું.

ડેચ રબ્બ‍ુ વાન ડર લ્યુબને રીસ્ટાગની આગમાં હોમવાનું નાળિયેર બનાવી નાઝી સરકારે એક પછી એક નિવેદને તાબડતોબ બહાર પાડવા માંડયાં. એક જ રાતમાં સમાજવાદીઓની, સામ્ય-વાદીઓની, અને સોશિયલ ડેમોક્રેટોની અનેક ધરપકડો થઇ. એમાં મુખ્ય ટોર્ગલર, ડીમીટ્રોવ, પોપોવ અને ટેનેવ હતા.

અને પછી હિટલર સરકારે જૂઠાણાનું જડબું ફાડીને વાન–ડર–લ્યુબથી શરૂ કરી જરમની આખાના સામ્યવાદી પક્ષને અને તેથી આંતર રાષ્ટ્રીય સામ્યવાદી પક્ષને સંડોવતાં ચોંકાવનારાં નિવેદનો બહાર પાડયાં. જૂઠનો દરવાજો ખૂલી ગયો હતો અને તેમાંથી અનેક અફવાઓ વહેતી થઇ હતી. ૧૯૩૩ના ફેબ્રુઆરીની ૨૮મી તારીખે સરકારે નિવેદન કર્યું કે:

"આ આગનો બનાવ જરમન બોલશેવીઝમનું મહાભયાનક અને રાક્ષસી કાવતરૂં છે એવી સરકારને અનેક માહિતિઓ મળી છે, વિગેરે ... ... *

---

* "This act of incendiarism is the most monstrous act of terror yet carried out by Bolshevism in Germany. Amongst the many hundred weights of subversive documents which the police found in their serarch of the Karl Leibknecht House were discovered instructions for the carrying through of a communist terror on the Bolshevik model.

જરમની પર મહાન ભય તૂટી પડવાના, જરમનીપર ભયાનક વંટોળ વાવાના, જરમની પર કોઇ ગહન અને ગેબી દુઃખો આવવાની વાતોના, કોમ્યુનીસ્ટોના મથક કાર્લલીબનેટ ગૃહ પર જડતી લાવીને નાઝી સરકારે રીસ્ટાગની આગ પહેલાં જ અનેક વર્તારા બહાર પાડયા હતા. નાઝી સરકારને આગ પહેલાં જ કોમ્યુનીસ્ટોના મથક પરથી ભયાનક લખાણો હાથ લાગ્યાં હતાં. "એ જો અમે બહાર પાડીએ તો ભલભલાં ભડકી ઉઠે" એમ કહીને નાઝી સરકારે તેમાંનું કશું જ બહાર પાડયું નહિ. અને આગ સળગી ઉઠી.

"અમે કહેતા જ હતા ને કે......" નાઝી સરકારનાં વાજીંત્રો વાગતાં થઇ ગયાં. નાઝી સરકારનાં પત્રો બોલતાં થઇ ગયાં. માર્ચની બીજીએ ગોબેલ્સે ગળું દબાવીને કહ્યું:

"અમને નકારી ન શકાય તેવી સામ્યવાદીઓના અપરાધની સાબીતી હાથ લાગી છે. જે અપરાધો સામ્યવાદીઓએ તૈયાર કર્યા હતા તે બોલતાં જીભ પણ લથડે છે. જે ખતો અમને જડયાં છે તે બહાર મૂકીએ તો દુનિયા આખીની આંખ ઉઘડી જાય."

---

" According to these instructions Government buildings, palaces, museums and essential undertakings were to be set on fire ... ... ... ... The burning of the Reichstag was to be the signal for bloody rioting and civil war. Looting was to break out in Berlin at 4 oclock on Tuesday morning. It has bean established that terrorist acts were to begin to day throughout Germany against individuals, against private property, and against the life and safety of the peaceful population and the civil war was to break out."

પણ રોમાંચ થઇ જાય, આંખો ઉઘડી જાય, આઘાત લાગી જાય એવાં કોમ્યુનીસ્ટોના અપરાધનાં કોઇપણ લેખીત પૂરાવા નાઝી સરકારે બહાર પાડયા નહિ, અને એકવીસ દિવસ વહી ગયા પછી, ચેનસેલર થએલો હિટલર માર્ચની ૨૩ મીએ એ જ વાત કરી રહ્યો. અને બોલ્યો કે તેથી જ અમારે કામદારોને પકડવા પડયા છે, સામ્યવાદીઓને શોધી શોધીને જકડવા પડયા છે, અનેકોને દેહાંત દંડ પણ દેવા પડયા છે, આવી બેનમુન ઝડપથી સામ્યવાદીઓના કાવતરાંને પહોંચી વળીને સરકારે જરમનીને બોલશેવીઝમમાંથી ઉગારી લીધું છે.

"પણ સામ્યવાદીઓના ભયાનક કાવતરાનાં હાથ લાગેલાં પરિપત્રો, લખાણો, દારૂગોળો કે જે કંઈ હોય તે બતાવો તો ખરા!" જરમનીનો લોકસમુહ આતુર બનીને બોલતો હતો.

"ભલે, એ જોઇને અમારી નજર ખટકી જાય, સાંભળીને કાયા કંપી જાય, ભલે અમને આઘાત થાય પણ .... ... ...."

નાઝી સરકાર વિમાસી રહી. બતાવી શકાય તેવું તો કંઇ હતું નહિ. ગપેગપ કંઈ ઉભું કરી શકાય છે! બતાવવું શું? બતાવવાની બૂમ શમે નહિ ત્યાં સુધી ટોર્ગલર, ડીમીટ્રોવ, પોપોવ અને ટેનેવનાં માથાં ઢીમચા પર ગોઠવીને એકદમ ઉતારી લઇએ તો લોક લાગણીનું શું?" નાઝી સરકાર વિમાસતી હતી, અને પાછું ચેનસેલર બ્રુનીંગે પણ એવીજ બૂમ પાડી, "અમે આશા રાખીએ છીએ કે સરકારને હાથ લાગેલી બધી વસ્તુઓ તે તાબડતોબ જાહેર કરશે."*

---

* We do hope that the Government will see its way to publish the material discovered at the earliest possible moment. It is difficult to imagine that a political

અને થોડા જ દિવસ પછી સરકારી જાહેરાતે બ્રુનીંગને જવાબ દેવો પડયો કે, "બ્રુનીંગ મહાશય વિશ્વાસ રાખે કે અમે તે બહાર પાડશું."

એમ રીસ્ટાગની આગ પછી ચૂંટણી થઇ ગઇ. હિટલર ચેનસેલર બન્યો, માર્ચ મહીનો પૂરો થઇ ગયો, એપ્રિલ અને મે પણ વહી ગયા, પણ પેલું જાહેર થયું નહિ. જરમનીએ હોકપર અંગુઠો દઇને × પછીદી સેવી. રીસ્ટાગની આગ પાછળ કોનો હાથ હશે? કોણે દિવાસ દીધી હશે? તેવા બધા સવાલો નાઝીરાજના રમતાં દમનોએ ગુંગળાવી દીધા. "પેલા પૂરાવા બહાર તો પાડો" એમ બોલવાની હામ મહાન ઘડાતા જરમનીની જલ્લાદી કુહાડીમાં કપાઇ રહી.

પણ એકાએક " ન્યુ યોર્કર સ્ટાટઝીટંગ " નામના એક સામયિકમાં હિટલર સાથેની મુલાકાત છપાઇ. ૧૯૩૩ ના ઓગસ્ટની છઠી તારીખે એ છાપાએ હિટલરના શબ્દો સંભળાવ્યા.

"......અમેરિકા, ફ્રાંસ અને ઇંગ્લેંડે અમારો આભાર માનવો જોઇએ કે જરમનીમાંથી ચઢવાનાં બોલશેવીઝમનાં પૂરને અટકાવી, રીશ્ટાગને આગ લાગી તે રાતના અમે આખી દુનિયાને ઉગારી લીધી છે" ×

---

party should so lightly surround itself with incriminating documents. But the Government holds proofs and it has promised to publish them."

÷ "Herr Brunning may rest assured we shall publish the material."

× "America, France and England have rather to be thankful to the members of the S–A, S–S, and Stalhelm

પણ રોમાંચ થઇ જાય, આંખો ફાટી જાય, આઘાત લાગી જાય એવાં કામ્યુનીસ્ટોના અપરાધનાં કાઇપણ લેખીત પૂરાવા નાઝી સરકારે બહાર પાડયા નહિ, અને એકવીસ દિવસ વહી ગયા પછી, ચેનસેલર થએલા હિટલર માર્ચની ૨૩ મીએ એ જ વાત કરી રહ્યો. અને બોલ્યો કે તેથી જ અમારે કામદારોને પકડવા પડયા છે, સામ્યવાદીઓને શોધી શોધીને જકડવા પડયા છે, અને-કોને દેહાંત દંડ પણ દેવા પડયા છે, આવી ભેનમુન ઝડપથી સામ્યવાદીઓના કાવતરાંને પહોંચી વળીને સરકારે જરમનીને બોલશેવીઝમમાંથી ઉગારી લીધું છે.

"પણ સામ્યવાદીઓના ભયાનક કાવતરાનાં હાથ લાગેલાં પરિપત્રો, લખાણો, દારૂગોળો કે જે કંઈ હોય તે બતાવો તો ખરા!" જરમનીનો લોકસમુહ આતુર બનીને બોલતો હતો.

"ભલે, એ જોઇને અમારી નજર ખટકી જાય, સાંભળીને કાયા કંપી જાય, ભલે અમને આઘાત થાય પણ .... ... ...."

નાઝી સરકાર વિમાસી રહી. બતાવી શકાય તેવું તો કંઇ હતું નહિ. ગપેગપ કંઈ ઉભું કરી શકાય છે! બનાવવું શું? બતાવવાની બુમ શમે નહિ ત્યાં સુધી ટાર્ગલર, ડીમીટ્રોવ, પોપોવ અને ટેનેવનાં માથાં ફાંસીચા પર ગોઠવીને એકદમ ઉતારી લઇએ તો લોકલાગણીનું શું?" નાઝી સરકાર વિમાસતી હતી, અને પાછું ચેનસેલર બ્રુનીંગે પણ એવી જ બુમ પાડી, "અમે આશા રાખીએ છીએ કે સરકારને હાથ લાગેલી બધી વસ્તુઓ તે તાબડતોબ જાહેર કરશે."*

---

* We do hope that the Government will see its way to publish the material discovered at the earliest possible moment. It is difficult to imagine that a political

"બરાબર છે, પણ આપની સરકાર સામ્યવાદી પક્ષનાં મકાનોમાંથી મળેલું પેલું ભયંકર સાહિત્ય ક્યારે બહાર પાડશે?"

"ક્યારે......ક્યારે?" હિટલરે આંખો ચમકાવી અને વાયદો દીધો, "એને અંગે પકડાયલા સામ્યવાદી નેતાઓ પર મુકર્દમો ચાલશે ત્યારે અદાલત સમક્ષ." x

"પણ મુકર્દમો ચાલશે ક્યારે? ન્યાય તોળાશે ક્યારે?" હિટલરે ઉગારેલી દુનિયા પૂછતી હતી. જરમનીના નાઝી શાસકો પાસે ન્યાયની માગ મૂકતી હતી. દુનિયાનાં કારખાનાના કામદારો બોલતા હતા, વિદ્યાપીઠો અને કોલેજો પૂછતી હતી, દેશ દેશનાં નાગરિકો ને લોકસભાઓ તડામાર પૂછતી હતી.

દરેક દેશનાં પાટનગરોમાં જરમન પ્રતિનિધિના મથક પર ન્યાયની માગ પૂકારતી જગતભરની જનતા માલિકશાહીના પોલીસોનાં કોરડન તોડી તોડી ને ધસતી હતી, અને ચીખતી હતી કે, "રીસ્ટાગની આગમાં પકડાયલા સામ્યવાદી નેતાઓ પર અદાલતમાં કામ ચલાવો અને તેમના અપરાધો સાબીત કરો."

ડેનીશ કામદારોએ તો એ આગના અધ્વર્યુ ગોરીંગનો ચાડીઓ બનાવીને જાહેર રસ્તા પર જલાવ્યો, માદ્રિક અને

that the Bolshevist flood which would have flowed from Germany, over the entire world was stemmed on the night of the burning of the Reichstag."

x "The coming legal proceedings will open the eyes of the world to the sensational events of that night. These will be proved by means of the material which was discovered and which hitherto on account of the investigations in progress has not been published."

ન્યાયાધીશોએ કેસ ચલાવવાની પાંચ વાર જાહેરાત કરી.

"પણ ક્યારે ચલાવો છો? દિવસ આપો." સર્વદેશીય પુણ્ય પ્રકોપ સળગતો સૂચવતો હતો.

નાઝીરાજની રાજસમિતિ બેઠી. "આપણી પરદેશનીતિ કથળી ન જાય તે માટે પણ છેવટે આપણે જાહેર રીતે કેસ તો ચલાવવો જ જોઈશે." ગોબેલ્સ કહેતો હતો. "ના, રે! ના, મારે કેસ નથી ચલાવવો, નથી ચાલવા દેવો...." કેસ ચલાવશે તો તેમાંથી શું નીકળી પડશે તે શોચતો ગોરીંગ ભાર દઈને ના પાડતો હતો.

"પણ આપણો રોઝેનબર્ગ લંડન ગયો છે, આપણે પરદેશો સાથેના સંબંધ છે, એ બધામાં આપણી પ્રતિષ્ઠાનું શું?" હિટલર વિમાસતો હતો.

નાઝીરાજની પરદેશ નીતિનો દ્રષ્ટા રોઝેનબર્ગ ત્યારે ૧૯૩૩ના જૂનમાં લંડન પહોંચ્યો હતો. એના પરનો ફિટકાર ઝીલતો એ લંડનના બજારમાં ફરતો હતો ત્યારે એક કામદાર સ્ત્રી એની ગાડી સામે ધસી આવી. "નાઝી રક્ત પીતિયા! લે આ તારા કપાળમાં......" બોલતી એણે "બ્રાઉન પ્લેગ" નામની એક પત્રિકા રોઝેનબર્ગના કપાળ પર ફેંકી. એ ઉતર્યો હતો તે હોટલ સામે કામદાર સ્ત્રી પુરુષોનાં ટોળેટોળાં, એ નાઝી વામનજીને લંડન છોડી જવાનો પડકાર કરી રહ્યાં.

સામ્યવાદી ચાર નેતાઓનો મુકદ્દમો માંડવાની બૂમરાણ રોઝેનબર્ગના કાન ફોડી રહી. કોઈ મહારોગી, શયતાન હોય તેવો માનભંગી બનીને રોઝેનબર્ગે ઉતાવળા લંડન છોડ્યું.

બીજો નાઝીરાજનો કાસદ લુથર પણ અમેરિકાથી આવતો હતો. એ અમેરિકાની ધરતી પર ઉતર્યો ત્યારે કોઈ હલાલખોર દેશના મારાઓનો આડતિયો આવ્યો હોય તેમ અમેરિકન ખબર-

નાઝીરાજના યાતનાગારમાંથી છટકી જવાનો પ્રયત્ન કર્યો હતો.

"મનેય વિંધી નાખે તો મને ભય નથી, મને યાતનાઓનો જ ભય... ..." સૌની એ એક બીક અખંડ અને કંપાવનારી હતી.

"નવા આવ્યા છે......" નવા આવનારાની હરોળમાં લુડેકે બારણાની તડમાંથી એકને ઓળખ્યો અને એ ધ્રૂજી ગયો. "મેજોર બુશફ્કર!"

થોડા દિવસ પછીની એક સવારે વોર્ડરે કાનમાં કહ્યું. "બુશફ્કર તો છૂટી ગયો છે, પણ આવતી કાલના વધમાં પેલા ખુણા પરની ખોલીમાંથી... .."

એવા એવા અનેક ઇસારાઓ યાતનાગારોમાં પથરાતા. ભીડી ગએલી અનેક ઉંદરો પોત પોતાની પાટ પર ઓથાર અનુભવતી માથે હાથ દઇને બેસી રહેતી અને ટકોરા થાય, મધરાતે કમાડ ખૂલે એટલે ચૂપચાપ ચાલી જતી હતી, યાતનાઓનો અંત સમજતી હતી. એકાદ ધડાકો અને નાઝીરાજનાં યાતનાગારોની આહ ડૂબી જવાની હતી.

અનેકમાંના એક યાતનાગારમાં, અનેકોમાંનો એક, એક સ્ટુલ પર પગ ગોઠવી, એક કાગળના કટકા પર લખતો હતો:

"હું ત્રણ અઠવાડિયાંથી યાતનાગારમાં છું. મારું શું થશે તેની મને ખબર નથી. ઘણી વાર મને લાગે છે કે હું મરણ પામ્યો છું, પણ હું જાગું છું ત્યારે જીવવાનો ખ્યાલ એકાદ પળવાર મારાં પરમાણુઓને હચમચાવી નાખે છે; પણ પાછો મરણનો વિચાર જાગી આવે છે. અને મને છોડતો જ નથી.

"મરણ! ખોપરીમાં થતા ધબકારા મરણ કરતાં વધારે ભયાનક હોય છે. બંને હાથે જોરથી માથું દબાવવાથી તે બેસશે

ન્ટરનેશનલ લખવા માંડયું. હું લખવાનો છું, પાટ પર ને ભોંય-
ળીઆ પર, કોમ્યુનીસ્ટ ઈન્ટરનેશનલનું આહ્વાહન ગીત
ખવાનો છું.

"પણ......પણ બહાર તો મહાન જરમની, નાઝીરાજનું
તન જરમની સરજાતું હતું. લાખો જરમનો નાચતાં હતાં, ગાતાં
તાં. એ નાચકણાં કુદકણાંઓની નજર આ યાતનાગારોની દિવાલો
રીને અંદર દેખી શકે તો! હિટલરે દરેકને કંઈ ને કંઈ વચનો
આપ્યાં હતાં. આજે એ તેથી તો નૂતન જરમની રચતો હતો,
થી રીશ્ટાગને આગ લાગી હતી, તેથી એક રાતમાં જ પાંચ
જાર સામ્યવાદીઓ ગિરફ્તાર થયા હતા, અને મારું પણ અહીં
રાવું થયું છે.

"કહે છે કે મહાત્મા હિટલરે માંડેલા યજ્ઞમાં સામ્યવાદીઓ
અસુરોની જેમ હાડકાં નાખે છે. ઓસ્ટ્રીઆનો એક વખતનો
ોહેમીયન કોરપોરલ, મ્યુનીચનાં ઘર પર ચીતરામણ ચીતરતો,
એડોલ્ફ હિટલર મોટો સ્વદેશી યજ્ઞ માંડીને બેઠો હતો. હિમલર
પુરોહિત હતો. ગોરીંગ હોતા હતો. તુફાન ટુકડીઓ જરમનીની
ગતીપર કૂચ કરતી ગાતી હતી. મહાન જરમની રચાતું હતું.

"પણ, રાખો રાખો, મારી ખોલીની પાસે પગલાં
સંભળાય છે. અત્યારે મધરાતે હું ઉભો રહી જાઉં છું. પગલાં પાસે
આવે છે. મારાં કમાડ પાસે અટકયાં, તાળામાં ચાવી ફરે છે......
આસપાસની ઓરડીઓના અવાજ, મધરાતનાં ડુસ્કાં, બધું અટકી
જાય છે, હું મારો શ્વાસ અટકાવી ને........." યાતનાગારના
એક લાલ કેદીની આપવીતી અધૂરી રહી ગઈ ને કમાડ ખૂલ્યાં.

ત્યારે ૧૯૩૩ના નવેંબરની ૨૯ મી તારીખની મધરાત
હતી. બધા મળીને એવા ૭ સામ્યવાદીઓ હતા. કાલીંગેક્સ્પુઝ

.ેશનલ લખવા માંડયું. હું લખવાનો છું, પાટ પર ને ભોંય-
l પર, કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલનું આહ્વાહન ગીત
નો છું.

" પણ......પણ બહાર તો મહાન જરમની, નાઝીરાજનું
જરમની સરજાતું હતું. લાખો જરમનો નાચતાં હતાં, ગાતાં
એ નાચકણાં કુદકણાંઓની નજર આ યાતનાગારોની દિવાલો
. અંદર દેખી શકે તો! હિટલરે દરેકને કંઈ ને કંઈ વચનો
ાં હતાં. આજે એ તેથી તો નૂતન જરમની રચતો હતો,
રીસ્ટાગને આગ લાગી હતી, તેથી એક રાતમાં જ પાંચ
સામ્યવાદીઓ ગિરફ્તાર થયા હતા, અને મારું પણ અહીં
થયું છે.

" કહે છે કે મહાત્મા હિટલરે માંડેલા યજ્ઞમાં સામ્યવાદીઓ
,રોની જેમ હાડકાં નાખે છે. ઓસ્ટ્રીઆનો એક વખતનો
,મીયન કોરપોરલ, મ્યુનીચનાં ઘર પર ચીતરામણ ચીતરતો,
ાલ્ફ હિટલર મોટો સ્વદેશી યજ્ઞ માંડીને બેઠો હતો. હિમલર
ાહિત હતો. ગોરીંગ હોતા હતો. તુફાન ટુકડીઓ જરમનીની
.તીપર નૃત્ય કરતી ગાતી હતી. મહાન જરમની રચાતું હતું.

" પણ, રાખો રાખો, મારી ખોલીની પાસે પગલાં
ભળાય છે. અત્યારે મધરાતે હું ઉભો રહી જાઉં છું. પગલાં પાસે
ાવે છે. મારાં કમાડ પાસે અટક્યાં, તાળામાં ચાવી ફરે છે......
ાસપાસની ઓરડીઓના અવાજ, મધરાતનાં ડુસ્કાં, બધું અટકી
ાય છે, હું મારો શ્વાસ અટકાવી ને........" યાતનાગારના
ેક લાલ કેદીની આપવીતી અધૂરી રહી ગઈ ને કમાડ ખૂલ્યાં.

ત્યારે ૧૯૩૩ના નવેંબરની ૨૯ મી તારીખની મધરાત
.તી. બધા મળીને એવા ૭ સામ્યવાદીઓ હતા. કાર્લીગેલ્સપુઝ

કેદખાનામાં, કોલોનમાં, હત્યાગારમાં ૭ એ જણને ખડા કરવામાં આવ્યા હતા. જેલરની હાજરીમાં સરકારી વકીલે ૭ એ જણને જણાવ્યું કે તમને દેહાંત દંડની શિક્ષાનો અમલ કરવાનો છે.

ત્યારે ૭માંના બે જણ હેમેશન અને મોરીઝે જોરશોરથી વિરોધ કર્યો અને નાઝી તુફાનખોરો જ અપરાધીઓ છે, એમ જણાવ્યું. પછી શિસ્તબદ્ધ ઉભેલા તુફાનખોરોએ ૭ એ જણને વધ કરવાના ઢીમચા પાસે ઘસડયા. એ ઢીમચાનો ઉપયોગ સુધરેલા યરોપે કેટલાક વરસોથી બંધ કર્યો હતો. સુધરેલાં જરમનીએ બંધ કર્યા પછી ૧૯૩૧માં નામચીન ખૂની કુરટેનનો વધ કરવા એક જ વાર ઉપયોગ કર્યો હતો. આજે નાઝીરાજનું હલાલખાનું ૭ સામ્યવાદીઓ માટે એ ઢીમચાને ખુલ્લું મૂકતું હતું. ઢીમચાપર એક પછી એક ગોઠવવાનાં લાલ માથાં એક ઢચકે જુદાં કરવા એક જરમન ધારદાર કુહાડી ચમકાવતો કેફ કરીને વધસ્થાન પર ઉભો હતો.

યાતનાગારનો ઘંટ વાગ્યો. ૭ એ જણનો જ મૃત્યુઘંટ હતો. ૭ એ જણ તૈયાર ઉભા હતા. નાઝી ન્યાયને તોળનારા મહાશયો ઉપરાંત નાઝી પોલીસની બે ટુકડી બન્ને બાજુએ ખડી હતી.

મુંડાયલા માથાંવાળા ૭ એ જણને આગળ લાવવામાં આવ્યા. એ ખૂની નહોતા, સામ્યવાદીઓ હતા. એમના પગમાં નાખવામાં આવેલી લોખંડી બેડીઓ ખખડાવતા ૭ એ જણ ઢીમચાની બાજુમાં ઉભા, અને પછી પાછું પબ્લીક પ્રોસીક્યુટરે વાંચી સંભળાવ્યું: " નામદાર પ્રશીઅન વડા પ્રધાન તમારા પર થએલી શિક્ષાનો અમલ માગે છે. "

---

* His Excellency the Prussian Prime Minister has

અને છ એ જણની છ મુક્કીઓ એક બનીને હવામાં ઉછળી. છ એ જણનો એક સામટો અવાજ "ઇન્ટરનેશનલ" ગાઇ રહ્યો. સામ્યવાદી ક્રાન્તિનો, જીવનવેગ આ મરણની ધાર પર કંઠ મૂકતા જરમનીના છ શહીદોમાંથી ઉછળ્યો.

તરત જ ઢીમચા પાસે ઉભેલા હલાલખોરના મદદનીશોએ છમાંથી પહેલાને પકડયો અને તેને ઢીમચા પાસે ઘસડયો. ઢીમચા પર સામ્યવાદીનું લાલ માથું ગોઠવાયું અને કુહાડીનો ઘા ઊતર્યો. એક ઝટકે માથું જુદું પડયું હતું. ધડ લોહી ધીકતું હતું, તે ખસેડાઈ ગયું.

પછી બીજું, ને પછી ત્રીજો વધ થયો. ચોથા વધે કુહાડી ઉગામી ઉભેલાનો હાથ ઢીલો પડયો. પીધેલા સ્પીરીટનો કેફ ચોથા વધે જરાક ઊતર્યો હતો, ચોથું માથું એક ઘાએ જુદું પડયું નહિ, બીજો અને ત્રીજો ઘા કરવો પડયો. અને ત્યારે વંકાઇ ગયેલા ઘાએ કુહાડીને ખોપરીમાં ભેરવી દીધી. કુહાડી પણ ખોપરીમાંથી નીકળતાં કમકમી ઊઠી. એમ છઠ્ઠા જોસેફ એન્જેલનું માથું પણ ઉતારી લેવાયું.

નાઝી પવનચક્કીઓનો મહાસેનાની ગોરીંગ, નાઝીયાતનાગારોનો મહાનિયામક હિમલર અને નાઝીરાજનો સરમુખત્યાર એડોલ્ફ હિટલર ત્યારે એમની મધરાતની પથારીમાં લોટતા હતા. મહાન જરમની ઘડવા માટે ભયાનક રચનાઓ રચતો હિટલર ઉંઘમાં બબડતો હતો. એને પહેલાં વાંચેલાં શેકસપીઅરનાં નાટકનાં કેટલાંક પાત્રો યાદ આવતાં હતાં. એને મેકબેથ દેખાતો હતો. લેડી મેકબેથ ઉંઘમાં હાથ ધોતી કહેતી કે આ ડાઘાઓ સાતે

---

decided not to exercise his standing prerogatives of committing the death sentence in the present case."

સમુદ્રનાં પાણીથી પણ ધોઈ શકાશે નહિ, તે સાંભરતું હતું. મહાન જરમની રચવાના નાદમાં દાંત કકડાવતો હિટલર ગુસ્સે થતો હતો, કારણ કે માલિકોની તરફદારી કરતાં મહાન કવિ શેક્સપીઅરે પણ આવી કવિતા ગાઈ હતી. એની સામે કવિતા પોતે રાતના જેની સાથે રંગરાગ ખેલ્યા હતા એવી નટીના વેશમાં આવીને ઉભી રહી. * હિટલર ચોંકીને જાગી ઉઠયો.

ઝબકી જાગેલો, મહાન જરમનીનું સ્વપ્ન સેવીને જ જીવતો રહેતો એડોલ્ફ હિટલર આ અણધાર્યા આક્રમણ સામે આંખો ચોળતો ઉઠયો, અને ઉગતી ઉષામાં હિમલરને અવાજ કરી રહ્યો. ટેલીફોનનો રણકાર હિટલરના કાનમાં કહેતો હતો, "રીસ્ટાગની આગમાં આપણે પકડેલા ચાર સામ્યવાદી નેતાઓને પણ (ડીમીટ્રોવ, ટોર્ગલર, પોપોવ, ટેનેવ,) પેલા ૭ જણની જેમ ફીસચા પર વધેરી નાખવાનું કામ આપણે જલદી આટોપી લીધું હોત તો ઠીક હતું. મેં તો તે વાત રીસ્ટાગની પહેલી બેઠકમાં, માર્ચની ૨૩મીએ જ કરી હતી, કારણ કે મને દુનિયામાં સામ્યવાદી પક્ષો એમની વહારે ધાશે એવી બીક હતી જ." ×

* "My Conscience hath a thousand several tongues,
And every tongue brings in a several tale,
And every tale condemns me for a villain,
Perjury, perjury, in the highest degree;
Murder, stern murder, in the direct degree,
All several sins, all used in each digree,
Throng to the bar, crying all, Guilty! Guilty!"

[ Richard III ; Shakespeare. ]

× "If I had had my way, we should have set up

" બરાબર છે, પણ હવે તો, નવેંબરની ૪થી થી શરૂ એલો મુકર્દમો પતે તે પહેલાં તો........" "કંઇ જ ન થઇ કે" હિટલરે વચમાં ઉમેર્યું, "૪થી માર્ચે બરલીન સ્પોર્ટ પાલાસ્ટમાં ાપણી ભૂખરી ડગલીઓને ઉદ્દેશતાં કહ્યું હતું ને કે ......... ણુ આપણી ભૂલ થઈ ગઈ." *

he gallows on the very same night beside the Reichstag ınd then and there should have hanged the Communist :rooks."

* "Since certain sections of the foreign press ıave been seeking it some way to identify this monstrous :rime with the re-awakening of the German nation, my own determination to avenge this scene in the shortest possible time by the public execution of the incendiary and his accomplishes has been greatly strengthened."

વાન-ડર-લ્યુબ નામના એક ડચ સાથે જરમન કોમ્યુનીસ્ટ પક્ષનો પાર્લામેન્ટરી નેતા અર્નસ્ટ ટોર્ગલર નાઝી-રાજના યાતનાગારની એક અંધારી કોટડીમાં બેઠો હતો. જે ડચ સાથે એ બેઠો હતો તે ડચને તે ઓળખતો નહોતો અને પહેલાં તેણે કદિ પણ જોયો નહોતો.

પણ રીશ્ટાગને આગ લાગી હતી અને આગ લાગવા માટે નાઝીરાજે આગ સાથે જ નિર્મેલા એક વાન-ડર-લ્યુબ નામના ડચની જોડે એને જોડી દીધો હતો તથા આગ લાગતા પહેલાં બે કલાક ઉપર રીશ્ટાગના ઝરૂખામાં બંન્ને જણ દેખાયા હતા, એવી વાત ગોરીંગની પોલીસે કરી હતી.

એ ટોર્ગલર આગ લાગતા પહેલાંના આઠ વરસથી જરમન રાજસભાનો ડેપ્યુટી હતો તથા તેમાંના કોમ્યુનીસ્ટ પક્ષનો પ્રમુખ હતો. ઈ. સ. ૧૮૯૩ના એપ્રિલની ૧૫ મી તારીખે જન્મ પામી ગેસના કારખાનામાં કામે જતા એના મજૂર બાપ સાથે નાની ઉંમરમાં જ કમાવા જતો હતો.

પણ એની મા સમાજવાદી હતી, ને ઓગસ્ટ બેબલની મિત્ર હતી. માતાએ દિકરાને સમાજવાદી ઉછેર આપ્યો હતો, સમાજવાદની વાતો કરી હતી; ટોર્ગલરે ગળથુથીમાં જ સમાજવાદનું પાન કર્યું ને પચવ્યું.

ત્યારે ટોર્ગલર ૨૧ વરસનો નવજુવાન હતો જ્યારે શાહીવાદી શિકારીઓએ સંસ્થાનોના નવા ભાગ વહેંચવાનો વિશ્વવિગ્રહ માંડયો હતો. એ જુવાને જરમનીના જંગમાં ઝૂકાવ્યું અને નફાની વહેંચણી માટે ઝબ્બે થતી માનવતાને, ઉતરડાઇ જતી આંખોને, ફાટી જતી ખોપરીઓ, ને ચૂંથાઇ જતાં શરીરોને-નજરે જોયાં અને ઇ. સ. ૧૯૨૦માં એણે કોમ્યુનીસ્ટ પક્ષમાં પોતાનું નામ નોંધાવ્યું.

પછી ૧૯૨૪ માં એ કોમ્યુનીસ્ટ પક્ષ તરફથી રીસ્ટાગમાં ચૂંટાયો અને તરત જ કોમ્યુનીસ્ટ પાર્લામેન્ટરી પક્ષનો પ્રમુખ બન્યો. એની જોરદાર વિવેચક શકિતએ એને ભયંકર વકતા બનાવ્યો હતો, અને એની ટીકાઓ કોરી નાખે તેવી તીણી અને સચોટ હતી. હિટલર સત્તા પર આવ્યા પછી, એ પાશવી સત્તાને ઉથલાવી પાડવા એણે રીસ્ટાગની આગ પહેલાં પાંચ દિવસ ઉપર સાફ સાફ સંભળાવ્યું હતું કે:

“ રાહ જોવાની વાત કરવી એ આજે અશક્ય છે. નાઝીઓ આપ મેળે ઓગળી જવાના નથી, કોઈ વસ્તુ પોતાની જ મેળે લય પામતી નથી. આજનાં ખૂનખાર પિડનોનો અંત લાવવા જ્યાં સુધી કામદારો માથું ઉંચકશે નહિ ત્યાં સુધી ફાસીઝમનું જુલ્મીરાજ ટકવાનું છે. ” *

પણ પછી કામદારો ઊઠે તે પહેલાં જ ગોરીંગના ઘરના

* "It is impossible to say— 'let us wait, they will vanish of their own accord.' No! Nothing will vanish of their own accord. The tyranny of Fascism will remain until the workers themselves rise up and put an end to its bloody terrorism."

ભોંયરામાંથી આગ આવી અને રીશ્ટાગને લાગી. આગ લાગી તે જ રાતે ટોર્ગલરને ગિરફ્તાર કરવામાં આવ્યો. આજે સાત માસથી એ નાઝીકારાગારમાં બેઠો, હતો. સાત માસથી નાઝી ન્યાયાધીશી ને પોલીસ ફોજ એની તપાસ કરતી હતી, અને ત્રણ માસ સુધી નાઝીરાજની અદાલતને એનો જાહેર કેસ ચલાવવાની ફરજ પડતી હતી. એ નાઝી નોકરશાહીને બધી પૂછપરછ ને સવાલોના જવાબમાં, બધી ધાક ધમકી ને યાતનાઓના પ્રતિકારમાં ગર્જના કરતો હતો કે, " I must categorically state that the fight for Socialism has been the content and meaning of my life."

બીજા ત્રણ બલગેરીઅન કોમ્યુનીસ્ટો હતો. ને રીશ્ટાગની આગના ભડકા કરી નાઝી સરકારે એ ત્રણે ને ગિરફ્તાર કર્યા હતા. ૧૯૩૩ના માર્ચની ૯ મી એ પોપોવ અને ટેનેવને પકડવામાં આવ્યા. આજે એ બન્ને નાઝી કારાગારની ખોલીમાં બેઠા હતા. એમનો એકાંતવાસ એમને ભયંકર નહોતો, કારણ કે એવી ભયંકરતાઓ સાથે એમને જૂનું પિછાન હતું. બલગેરીઆનાં કામદારોની લડતની સાથીદારી ને આગેવાની સ્વીકાર્યા પછી એમણે બલગેરીઅન પોલીસનાં અનેક પીડનો દેખ્યાં હતાં, એને એ પીડનો એ બન્નેના શરીર-મનનું કવચ બન્યા હતાં.

લાગોર્જી-સાયમન-પોપોવ સોળ વરસની ઉંમરે કોમ્યુનીસ્ટ બનીને કાયદાનો અભ્યાસ કરતો હતો; પછી ૧૯૨૩ માં બલગેરીઆના કામદારોએ સાંકો સરકાર સામે હથિયાર ઉંચક્યાં ત્યારે એ પોપોવ આગલી હરોળોમાં હથિયારબંધ હતો. ૧૯૩૧માં બલગેરીઆના કોમ્યુનીસ્ટ પક્ષની મધ્યસ્થ સમિતિમાં આવ્યો હતો, પછી પકડાયો ને [illegible]. ૧૯૩૩ના નવેંબરની ૫ મી

એ એણે જીવનમાં પહેલીવાર જરમનીમાં પ્રવેશ કર્યો હતો, અને નાઝી નરકાગારમાં પૂરાઇને ગમે તેવી ભયાનકતાને પડકારતો ન્યાયની રાહ જોતો બેઠો હતો.

સાથે વાસીલી ટેનેવ પણ બેઠો હતો. મેકેડોનીઆના રેલ્વે મજૂરને ઘેર જન્મી, રોટલો પામવા એણે રસ્તા પર બેસીને કોબ્લરનું કામ કર્યું હતું. ઈ. સ. ૧૯૦૬ માં એનો બાપ તુર્કી દમન સામેના જંગમાં મેકોડોનીઅન રેલ્વે મજૂરોએ જગવેલી જેહાદમાં ખપી ગયો હતો તે એને યાદ હતું. ટેનેવ પણ નાની ઉંમરમાં જ બલગેરીઅન કોમ્યુનીસ્ટ પક્ષમાં જોડાયો હતો; તેની આગલી હરોળમાં આવ્યો હતો, ૧૯૩૨ના ફેબ્રુઅારીની ૪થી એ એ બરલીનમાં પેઠો હતો અને પોપોવ સાથે એ ડીમીટ્રોવને મળ્યો હતો.

ડીમીટ્રોવ પણ બલગેરીઅન હતો. રીસ્ટાગની આગમાં ત્રણે જણ ઝડપાયા હતા તથા જરમનીનાં છાપાંઓ એમને બલગેરીઅન ત્રિપુટી તરીકે ઓળખાવતાં હતાં. એ બલગેરીઅનનો પણ નાઝી અદાલત ન્યાય તોળવાની હતી, પણ એ એક જ બલગેરીયન એવો હતો, જેની હાજરીથી નાઝી સરકાર સળગી ઊઠી હતી; જેનું વ્યકિતત્વ નાઝી ન્યાયને ઝંખવી નાખતું હતું; જેની એક એક નજર ને એક એક બોલ નાઝી સિપાઇગીર ગોરીંગને ઝાળ લગાડતું હતું. નાઝી નશાખોરો એનાથી બીતા હતા! એ કેદીએ આખી અદાલતને પોતાની હાજરીથી ભરી દીધી હતી; નાઝી ન્યાય એની સામે પરાજય પામ્યો હતો; નાઝી પાશવતાના પ્રચંડ સ્વરૂપો એની નજર સામે વેંતિયાં બનતાં હતાં.

સાત સાત મહીનાથી એ પણ રીસ્ટાગની આગના અપરાધમાં આલેખાઈને નાઝી કારાગારમાં હાથ પગે બેડીઓ

ભોંયરામાંથી આગ આવી અને રીસ્ટાગને લાગી. આગ લાગી તે જ રાતે ટોર્ગલરને ગિરફ્તાર કરવામાં આવ્યો. આજે સાત માસથી એ નાઝીકારાગારમાં બેઠો, હતો. સાત માસથી નાઝી ન્યાયાધીશી ને પોલીસ ફોજ એની તપાસ કરતી હતી, અને ત્રણ માસ સુધી નાઝીરાજની અદાલતને એનો જાહેર કેસ ચલાવવાની ફરજ પડતી હતી. એ નાઝી નોકરશાહીને બધી પૂછપરછ ને સવાલોના જવાબમાં, બધી ધાક ધમકી ને યાતનાએના પ્રતિકારમાં ગર્જના કરતો હતો કે, " I must categorically state that the fight for Socialism has been the content and meaning of my life. "

બીજા ત્રણ બલગેરીઅન કોમ્યુનીસ્ટો હતો. ને રીસ્ટાગની આગના ભડકા કરી નાઝી સરકારે એ ત્રણે ને ગિરફ્તાર કર્યા હતા. ૧૯૩૩ના માર્ચની ૯ મી એ પોપોવ અને ટેનેવને પકડવામાં આવ્યા. આજે એ બન્ને નાઝી કારાગારની ખોલીમાં બેઠા હતા. એમનો એકાંતવાસ એમને ભયંકર નહોતો, કારણ કે એવી ભયંકરતાઓ સાથે એમને જૂનું પિછાન હતું. બલગેરીઆનાં કામદારોની લડતની સાથીદારી ને આગેવાની સ્વીકાર્યા પછી એમણે બલગેરીઅન પોલીસનાં અનેક પીડનો દેખ્યાં હતાં, એને એ પીડનો એ બન્નેના શરીર–મનનું કવચ બન્યા હતાં.

લાગોઈ–સાયમન–પોપોવ સોળ વરસની ઉંમરે કોમ્યુનીસ્ટ બનીને કાયદાનો અભ્યાસ કરતો હતો; પછી ૧૯૨૩ માં બલગેરીઆના કામદારોએ સાંકો સરકાર સામે હથિયાર ઉંચક્યાં ત્યારે એ પોપોવ આગલી હરોળોમાં હથિયારબંધ હતો. ૧૯૩૧માં બલગેરીઆના કોમ્યુનીસ્ટ પક્ષની મધ્યસ્થ સમિતિમાં આવ્યો હતો, પછી પકડાયો હતો, પાછો નાઠો હતો. ૧૯૩૩ના નવેંબરની ૫ મી

પર એની ગાડી પહોંચતાં પેરીસના પાટનગરનાં મજૂરોએ હજારોની સંખ્યામાં સ્ટેશનને ભરી દીધું હતું. અને હજારો અવાજોથી પ્રવચન માગ્યું હતું. "પણ મને બોલતાં નથી આવડતું, દિકરાઓ!" હાથ ઉંચકી ઉભેલી વૃદ્ધાના ગાલ પર અમી ઉછળતાં હતાં.

"તોય બોલો, ગમે તે બોલો, બલગેરીઅન ભાષામાં બોલો, બોલો જ બોલો" ફ્રેંચ કામદારો લાડ કરતા હતા.

અને એ બલગેરીઅન ભાષામાં બોલી, એના અવાજમાં ડીમીટ્રોવનો ધ્વનિ હતો, અગાધ એવું ઉંડાણ હતું, ન નમે એવી હિંમત હતી, આંખમાં પ્રશાંત અમીની છોળો ઉછાળતી એ બોલી હતી, "હું મારા ડીમીટ્રોવને દેખવા જાઉં છું, એ છૂટે કે એનું જે થાય ત્યાં સુધી બરલીનમાં રહેવાની છું. મને એટલી જ ખબર છે કે મારા ડીમીટ્રોવે કચડાતી, રીબાતી, શોષાતી માનવતાની સાથીદારી સ્વીકારી છે, એથી મોટી નીતિ બીજી કોઇ હોઇ શકે નહિ તે હું જાણું છું. તેથી તેમાં જ એનું જીવન જીવે કે વિરમે તેમાં મને-એની જનેતાને કેવો ઉમળકો........" વૃદ્ધા આગળ ન બોલી શકી. એક પ્રચંડ નાદના ઉલ્લાસમાં એનો ઉમળકો હવામાનને હલવી રહ્યો.

એને બધાં મળીને આઠ બાળક સાંપડયાં હતાં. એના છ દિકરાઓમાંથી ત્રણ જણ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ખતમ થઇ ગયા હતા, નીકોલસ સાઇબીરીઆમાં દેશવટો ભોગવતો ૧૯૦૯ માં મરણ પામ્યો હતો; કોન સેનટીન બાલ્કન યુદ્ધમાં પડયો હતો; થીઓડોર બલગેરીઆની સરકારનો કેદી બની બલગેરીઆની પોલીસનાં પીનેડા પામતો ૧૯૨૫ માં મરણ પામ્યો હતો. એની એક દિકરી માગડા લેનાએ બલગેરીઆનાં દરજીઓનો કામદાર સંઘ સ્થાપ્યો હતો, બીજી દિકરી ઇલીયા બલગેરીઅન કોમ્યુનીસ્ટ પક્ષની

પહેરીને પડ્યો હતો. ગોરીંગે ખડકેલી અદાલત સામે હવે એ ઉભવાનો હતો અને "ટીંગાઈ જવાના ઉમેદવારો" ("Hang-men's apprenties") કહીને ઘૂરકતા ગોરીંગ સામે એ હાલ્યા વિના હસવાનો હતો. ઠંડે કલેજે, એક એક શબ્દ ઉચ્ચારવાનો હતો, નાઝી ન્યાયની પાશવી બુદ્ધિનો પરાજય કરવાનો હતો. અને લીપઝીગની અદાલતનો એ અપરાધી અંદાજ કાઢવાનો હતો.

જ્યારે લીપઝીગ અદાલતમાં એનો ન્યાય તોળવા નાઝી અદાલત બેઠી, ત્યારે એક ઘરડી સ્ત્રી શ્રોતાઓની ચોથી હરોળમાં આવીને ચૂપચાપ બેસતી. અને કાળી શાલ ઓઢીને અદાલતના કામને બારીકાઇથી સાંભળતી. ડેમીટ્રોવ ને એની આંખનું નૂર એક જ જાતનું હતું, ડેમીટ્રોવ અને એની ભમર નીચેથી માનવતાના અમીવાળી એક જ નજર સરખી ઉજાસ મારતી. એ ઘરડી સ્ત્રીનું નામ પારાશકેવા–ડીમીટ્રોવા હતું. ડીમીટ્રોવ એનો દિકરો હતો.

આજે બલગેરીઆમાંથી બોંતેર વરસની ઉંમરે એ બહાર નીકળી હતી. બલગેરીઆના ગામડામાં દુનિયાને ગામડું સમજીને બેઠેલી એ વૃદ્ધા આજે પહેલી વાર પોટકું બાંધીને આગગાડીમાં બેઠી હતી. કારણ કે એને લીપઝીગ જવું હતું. કારણ કે એના દિકરાનો–ડીમીટ્રોવનો ત્યાં નાઝી સરકારની નાઝી અદાલત ન્યાય તોળવાની હતી. નાઝી ન્યાયની ભયાનક વાતો સાંભળીને એ ડોસીએ એના દિકરાને છેલ્લીવાર દેખવાનું મન કર્યું હતું.

બલગેરીઆના કામદારોએ એ વૃદ્ધાને જરમની પહોંચવા અને ત્યાં ડીમીટ્રોવ જીવતો હોય ત્યાં સુધી રહેવાના નાણાં પોતાનો રોટલો ટુંપી ટુંપીને અનેરા ઉત્સાહથી પડામડી કરીને ભેગાં કર્યાં હતાં અને એ ડોસીમાને વહાલના વળામણા દીધાં હતાં. એ ડોસીને દેખવા સ્ટેશનો પર કામદારોનાં ટોળાં ઉભરાતાં આવતાં હતાં. પેરીસ

પક્ષનો સભાસદ બન્યો. ૧૯૦૪માં એણે બલ્ગેરીઅન ટ્રેડ યુનીઅન ફેડરેશન સ્થાપવામાં આગેવાની કરી તથા તેની નિમાયક સમિતિમાં ચૂંટાયો અને એ સમિતિના મંત્રી તરીકે એની લાયકાતે એની પસંદગી કરાવી.

જુવાન ડીમીટ્રોવે હડતાલોનો અને કામદાર હીલચાલોનો અનુભવ શરૂ કર્યો, એણે ટ્રેડ યુનીઅનોમાંથી સુધારાવાદી ખીચડીઆ તત્વોને ઉખેડી નાખવાની હાકલ કરી. એણે થોકબંધ પત્રિકાઓ અને પુસ્તિકાઓ લખવા માંડી. ૧૯૧૪માં શાહીવાદી વિગ્રહ ફાટી નીકળ્યો અને એણે જોર શોરથી તેનો વિરોધ કર્યો. બલ-ગેરીઅન સરકારે એ વિરોધીને પકડીને કામ ચલાવ્યા વિના બે વરસ સુધી કેદખાને પૂરી રાખ્યો, ને બેઠા બેઠા એણે ઇતિહાસ ને રાજકારણ વાંચ્યાં કર્યાં.

હજારો કામદારો અને કામદાર સ્ત્રીઓએ એના કારાગાર-નાં કમાડ ખોલી નાખવા ને એને છોડવા સરકાર સામે સરઘસો ને સભાઓના દેખાવ કર્યા. ૧૯૧૯માં સરકારને એને છોડવાની ફરજ પડી. પછી ૧૯૨૩ સુધી એણે કામદાર હીલચાલને અનેક હડતાલોની દોરવણી કરી વેગવાન બનાવી મૂકી.

ઇ. સ ૧૯૨૦માં એ બલ્ગેરીઅન કોમ્યુનીસ્ટ પક્ષના પ્રતિનિધિ તરીકે કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલની વિશ્વ પરિષદમાં કોલારોવ પહોંચ્યો. ત્યાંથી ડીમીટ્રોવ અને એના દોસ્તો કાળાસમુદ્રમાં એક છુપું વહાણ હંકારી સોવીયટ યુનીઅન તરફ જતા હતા, પણ રસ્તામાં એક રુમાનીઅન લડાયક વહાણે તેમને પકડયા અને ગિરફતાર કર્યા અને રૂમાનીઆના કારાગારમાં પૂરી દીધા, પણ તેમને ત્યાં પૂરા કરી દેવાની સરકારી ઇચ્છા છતાં બાલ્કન પ્રદેશોનાં કામદારોનાં દેખાવો અને વિરોધથી તેમને છુટા કરવા પડયા.

આગેવાન સભાસદ હતી અને ઘણો ખરો વખત બલગેરીઆન કારાગારમાં વિતાવતી હતી, અને આજે એની વૃદ્ધ માતાને જરમન તરફ રવાના કરી પોતે ભાઇ માટે લોકમત જગવવા યરોપની મુસાફરીએ નીકળી હતી તથા મુકર્દમો શરુ થાય ત્યારે લીપઝીગ પહોંચવાની હતી.

એવાં બાળકોમાં ડીમીટ્રોવ પહેલો દિકરો હતો. એનો બાપ મેકેડોનીઆનો વતની હતો તથા કામદાર હતો અને તુર્કોએ મેકેડોનીઆમાં કતલ ચલાવી ત્યારે નાસી છૂટયો હતો. એ નાસી છૂટેલો પોતાના કુટુંબ સાથે પ્રથમ રેડોમીરમાં વસ્યો હતો તથા પોલીસની અનેક પ્રકારની હેરાનગતી વેઠતો જીવતો હતો. ડીમીટ્રોવ એ મજૂર દંપતીનો પહેલો દિકરો હતો અને નિશાળમાં બારાખડી ભણતો હતો. મેકેડોનીઅન મજૂર કહીને એને ઉંચા લોકનાં છોકરાં ખીજવતાં હતાં.

" એટલે તો મારે મારા ડીમીટ્રોવને ગમે તે રીતે ભણાવવો છે, તમારી જેમ મજૂર નથી બનાવવો." ડીમીટ્રોવની નિરક્ષર માતા એના બાપાને રોજ વિનવતી હતી.

પણ પેટનો ખાડો પૂરવા ડીમીટ્રોવને તેર વરસની ઉંમરે છાપખાનામાં મજૂરીએ જવાની ફરજ પડી. છાપખાનાનો એ કિશોર કામદાર મોડી રાત સુધી તેલનો દીવો સળગાવી વાંચ્યા કરતો હતો અને બલગેરીઆનાં કામદારોમાં ફરતો હતો. પછી એ હડતાલ આવી અને એણે દુનિયા દેખી. એ હડતાલ આવી અને એની આંખ ઉઘડી, એને લાગ્યું એ સાચી નિશાળે બેઠો હતો. એને સોળ વરસની ઉંમરે સાન આવી અને એણે એક ક્રાન્તિકારી પત્રિકા લખી અને છાપખાનાનાં કામદારોનો સંઘ સ્થાપ્યો અને ૧૯૦૩ની સાલમાં એ બલગેરીઅન-સોશિયલ ડેમોક્રેટિક

પક્ષનો સભાસદ બન્યો. ૧૯૦૪માં એણે બલગેરીઅન ટ્રેડ યુનીઅન ફેડરેશન સ્થાપવામાં આગેવાની કરી તથા તેની નિમાયક સમિતિમાં ચૂંટાયો અને એ સમિતિના મંત્રી તરીકે એની લાયકાતે એની પસંદગી કરાવી.

જુવાન ડીમીટ્રોવે હડતાલોનો અને કામદાર હીલચાલોનો અનુભવ શરૂ કર્યો, એણે ટ્રેડ યુનીઅનોમાંથી સુધારાવાદી ખીચડીઆ તત્ત્વોને ઉખેડી નાખવાની હાકલ કરી. એણે થોક બંધ પત્રિકાઓ અને પુસ્તિકાઓ લખવા માંડી. ૧૯૧૪માં શાહીવાદી વિગ્રહ ફાટી નીકળ્યો અને એણે જોર શોરથી તેનો વિરોધ કર્યો. બલ-ગેરીઅન સરકારે એ વિરોધીને પકડીને કામ ચલાવ્યા વિના બે વરસ સુધી કેદખાને પૂરી રાખ્યો, ને બેઠા બેઠા એણે ઇતિહાસ ને રાજકારણ વાંચ્યાં કર્યાં.

હજારો કામદારો અને કામદાર સ્ત્રીઓએ એના કારાગાર-નાં કમાડ ખોલી નાખવા ને એને છોડવા સરકાર સામે સરઘસો ને સભાઓના દેખાવ કર્યા. ૧૯૧૯માં સરકારને એને છોડવાની ફરજ પડી. પછી ૧૯૨૩ સુધી એણે કામદાર હીલચાલને અનેક હડતાલોની દોરવણી કરી વેગવાન બનાવી મૂકી.

ઇ. સ ૧૯૨૦માં એ બલગેરીઅન કોમ્યુનીસ્ટ પક્ષના પ્રતિનિધિ તરીકે કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલની વિશ્વ પરિષદમાં કોલારોવ પહોંચ્યો. ત્યાંથી ડીમીટ્રોવ અને એના દોસ્તો કાળાસમુદ્રમાં એક છુપું વહાણ હંકારી સોવીયટ યુનીઅન તરફ જતા હતા, પણ રસ્તામાં એક રૂમાનીઅન લડાયક વહાણે તેમને પકડયા અને ગિરફતાર કર્યા અને રૂમાનીઆના કારાગારમાં પૂરી દીધા, પણ તેમને ત્યાં પૂરા કરી દેવાની સરકારી ઇચ્છા છતાં બાલ્કન પ્રદેશોનાં કામદારોનાં દેખાવો અને વિરોધથી તેમને છુટા કરવા પડયા.

આગળ પડતા અને નિષ્પક્ષ એવા વકીલો એને ન્યાયાધીશો નિમાયા, જેમાંના અગત્યના મી. ડી. એન. પ્રીટ, મોરો. જીએફ્રી, ગેસ્ટન બરગરી, આર્થર-ગારફીલ્ડ, જયોર્જ બ્રેન્ટીંગ. ડો. બેટશી, વાલ્ડહુટ, પીએરી, વરમેલીન વિગેરે હતા. એ ઉપરાંત ઇટાલીનો એક વખતનો વડો પ્રધાન ફ્રાન્સેસ્કો નીટી, સ્વીશ રાષ્ટ્ર સમિતિનો પ્રમુખ વીલ્ર હેલ્મ હુબર પણ હતા.

૧૯૩૩ ના એપ્રિલથી એ કમિશનની ઓફીસે રીસ્ટાગની આગ અંગેની હકીકતો ભેગી કરવા માંડી તથા હિટલર સરકારનાં પીડનો છતાં પણ ખાનગી રીતે અને જીવના જોખમે એ કમીશન-ની કાર્યવાહીએ પોતાનું કામકાજ શરૂ કરી દીધું. તથા હોળીનું નાળિયેર બનેલાં વાન-ડર-લ્યુબ વિષે હોલેન્ડમાં જઈને વધુ માહિતી મેળવવા ત્રણ જણની પેટા સમિતિ નિમવામાં આવી.

૧૯૩૩ના સપ્ટેંબરની ૧૪મી તારીખે દશ વાગે એ કમીશનની પહેલી બેઠક સર સ્ટેફોર્ડ ક્રીપ્સે ખુલ્લી મૂકી તથા કમિશનના પ્રમુખ મી. ડી. એન પ્રીટે કમિશનના હેવાલની તપાસ કરવાનો વિધિ સમજાવ્યો. એમ દુનિયાની આંખ સામે કમિશને પોતાનો હેવાલ રજૂ કર્યો. દુનિયાના ઇતિહાસમાં પહેલીવાર ન્યાયના અવાજથી પ્રેરાયલા દુનિયાના આગળ પડતા દેશોના ધારાશાસ્ત્રીઓનું મંડળ દુનિયાના નૈતિક ભાનને જગાડતું માનવતાના કાન પોતા તરફ મંડાવી રહ્યું.

સપ્ટેંબરની ૨૦મી તારીખે એ કમિશનના પ્રમુખ મી. ડી. એન પ્રીટે કેકસટના હોલમાં ભેગાં થએલા નાગરિકોની જંગી મેદની સમક્ષ પોતાની તપાસના હેવાલ પરથી કમિશને લીધેલા નીચેના નિર્ણયો જાહેર કર્યા.

" વાન-ડર-લ્યુબ કોમ્યુનીસ્ટ પક્ષનો સભ્ય નથી પણ

તેનો વિરોધી છે. અને રીશ્ટાગની આગ સાથે કોમ્યુનીસ્ટ પક્ષને કશો જ સંબંધ નથી, તથા ટોર્ગલર, ડીમીટ્રોવ, ટેનેવ અને પોપોવ જેમના પર આગ લગાડવાનો આરોપ મૂકવામાં આવ્યો છે તેમને સીધી કે આડકતરી રીતે રીશ્ટાગની આગ સાથે કશો જ સંબંધ નથી. કમિશનને હાથ લાગેલાં લખાણો, પત્રો, તથા એને મળેલી માહિતિઓ પરથી માલમ પડયું છે કે વાન-ડર-લ્યુબે એકલાએ એ આગ લગાડી નથી પણ રીશ્ટાગના પ્રમુખ ગોરીંગના ઘરથી રીશ્ટાગ સુધીના ભીતર માર્ગે આગ લગાડવાની વસ્તુઓ લઇ જવામાં આવી હતી તથા રાષ્ટ્રીય સમાજવાદી પક્ષના હિત માટે નાઝી નેતાઓએ આ આગની રચના કરી હતી. ”

તપાસ સમિતિનો આ હેવાલ લંડન, પેરીસ અને અમેરીકાનાં છાપાંઓમાં તે જ રાતના પ્રગટ થયો અને પછી બીજી સવારે દુનિયાના તમામ છાપાંઓએ તેનો ઉલ્લેખ કર્યો.

અને ૧૯૩૩ના સપ્ટેંબરના ૨૧મા દિવસે લીપઝીગ અદાલતમાં પ્રમુખ ન્યાયમૂર્તિ બુંગરે એ યાદગાર મુકર્દમાને શરૂ કર્યો. ન્યાય જોખનાર નાઝીના હાથમાં ન્યાયતુલા કંપતી હતી. ચાર આરોપીઓ દુનિયાની આંખમાં નિર્દોષ ઠરી ચૂકયા હતા તથા ન્યાયનું નાટક કરનાર નાઝીરાજ અપરાધી બની ચૂકયું હતું.

નાઝીન્યાયનું સુપ્રીમ કોર્ટનું મકાન મુકર્દમાની શરૂઆત પહેલાં કલાકોથી નાઝી પોલીસોના કોર્ડનોથી શણગારાઇ ગયું હતું. એ અદાલતની ઇમારત તરફ આવતા રસ્તાઓ પર પોલીસોની હરોળો ચોકી કરતી હતી અને અદાલતના દ્વાર પાસે ગોઠવાયલા નાઝી સંત્રીઓ અંદર જનાર દરેકની ઝડતી લેતા હતા. પ્રેક્ષકોની જગાઓ પર પણ પોલીસો જુદા જુદા વેશ પહેરી ભરાઇ ગયા હતા. નાઝીરાજ એનો યાદગાર મુકર્દમો માંડતું હતું.

આગળ પડતા અને નિષ્પક્ષ એવા વકીલો એને ન્યાયાધીશો નિમાયા, જેમાંના અગત્યના મી. ડી. એન. પ્રીટ, મોરો. જીએફ્રી, ગેસ્ટન બરગરી, આર્થર–ગારફીલ્ડ, જયોર્જ બ્રેન્ટીંગ. ડો. બેટસી, વાલ્ડહુટ, પીએરી, વરમેલીન વિગેરે હતા. એ ઉપરાંત ઇટાલીનો એક વખતનો વડો પ્રધાન ફ્રાન્સેસ્કો નીટી, સ્વીશ રાષ્ટ્ર સમિતિનો પ્રમુખ વીલ્ર હેલ્મ હુબર પણ હતા.

૧૯૩૩ ના એપ્રિલથી એ કમિશનની ઓફીસે રીસ્ટાગની આગ અંગેની હકીકતો ભેગી કરવા માંડી તથા હિટલર સરકારનાં પીડનો છતાં પણ ખાનગી રીતે અને જીવના જોખમે એ કમીશન-ની કાર્યવાહીએ પોતાનું કામકાજ શરૂ કરી દીધું. તથા હોળીનું નાળિયેર બનેલાં વાન-ડર-લ્યુબ વિષે હોલેન્ડમાં જઇને વધુ માહિતી મેળવવા ત્રણ જણની પેટા સમિતિ નિમવામાં આવી.

૧૯૩૩ના સપ્ટેંબરની ૧૪મી તારીખે દશ વાગે એ કમીશનની પહેલી બેઠક સર સ્ટેફોર્ડ ક્રીપ્સે ખુલ્લી મૂકી તથા કમિશનના પ્રમુખ મી. ડી. એન પ્રીટે કમિશનના હેવાલની તપાસ કરવાનો વિધિ સમજાવ્યો. એમ દુનિયાની આંખ સામે કમિશને પોતાનો હેવાલ રજૂ કર્યો. દુનિયાના ઇતિહાસમાં પહેલીવાર ન્યાયના અવાજથી પ્રેરાયલા દુનિયાના આગળ પડતા દેશોના ધારાશાસ્ત્રીઓનું મંડળ દુનિયાના નૈતિક ભાનને જગાડતું માનવતાના કાન પોતા તરફ મંડાવી રહ્યું.

સપ્ટેંબરની ૨૦મી તારીખે એ કમિશનના પ્રમુખ મી. ડી. એન પ્રીટે કેકસટના હોલમાં ભેગાં થએલા નાગરિકોની જંગી મેદની સમક્ષ પોતાની તપાસના હેવાલ પરથી કમિશને લીધેલા નીચેના નિર્ણયો જાહેર કર્યા.

“વાન-ડર-લ્યુબ કોમ્યુનીસ્ટ પક્ષનો સભ્ય નથી પણ

એઓનાં નામ બોલી અને તેમના પર લદાયલા આરોપોનું ઓળખાણ કરાવી રહી.

"કદીઓ, વાન-ડર-લ્યુબ એક વખતના રીસ્ટાગના ડેપ્યુટી અર્નસ્ટ ટોર્ગલરે રીસ્ટાગની આગમાં રોકેલો ડચ કોમ્યુનીસ્ટ, બીજો લેખક ડીમીટ્રોવ, ત્રીજો વિદ્યાર્થી પોપોવ અને ચોથો મોચીનો ધંધો કરનાર વાસીલી-ટેનેવ" અને પછી એ ચારે સામેનું તહોમતનામું વંચાયું કે રીસ્ટાગની આગ એઓએ સળગાવી હતી તથા પછી તરત જ લોહીઆળ બળવો કરી સરકારને ઉથલાવી પાડવાની એમની યોજના હતી.

પછી સરકારી વકીલે સમજાવ્યું, કે તહોમતદારોએ જે કાયદાઓનો ભંગ કર્યો છે તે જો પૂરવાર થશે તો તેમાં તેમને દરેકને દેહાંત દંડ મળવાની જોગવાઇ છે. એમ બરાબર સવાનવ વાગે ડો. બુંગરે શરૂઆત કરી.

એવા એનેક દિવસો સુધી મુકર્દમો લંબાયો. સવાલો ને જવાબોના ચોપડા ભરાયા. ડીમીટ્રોવે વારંવાર જરમન સરકારના નાઝી અફસરોની તપાસ ને ઉલટતપાસ કરી. એવી તપાસ ચાલતી ત્યારે આખી અદાલત એના બુદ્ધિવિભવ પર ઓવારી જતી. એના ચાલાક સવાલો ભીતરમાં ડુબકી દઇ અજબ રહસ્યો બહાર લાવતા. જાણે એની શાંત ને સ્થિર નજર સાથે પૂછાતા સવાલો એના ધારદાર વ્યકિતત્વમાંથી શોધક કિરણો સ્ફૂરાવતા અને ત્યારે નાઝી ન્યાય પરાજય પામતો, ત્યારે નાઝી સરકારનાં ઓઠાં પારદર્શક બનતાં અને રહસ્યો પોતાની આપવીતી સંભળાવતા.

એની સામે ગોરીંગને પણ, અને ગોબેલ્સને પણ તપાસ માટે ઉભવું પડતું ત્યારે વિપ્લવના પ્રતીક સામે જાણે પ્રતિક્રાન્તિ ઉભેલી દેખાતી. એક વાર એની સામે ગોરીંગ ઉભો હતો ને

બરાબર પોણાનવ વાગે અદાલતની ઉભરાઈ જતી ઇમારત પાસે પોલીસોથી લદાયલી એક મોટરલોરી આવી અને તેની પાછળ બીજી પાંચ બંધ મોટરકારો, જેમાં પોલીસોની ચોકી નીચે એક એક આરોપીને બેસાડવામાં આવ્યો હતો તે ઠેઠ પ્રવેશદ્વાર આગળ આવીને અટકી અને એ બધાની પાછળ એક બીજી મોટી મોટરલોરી પોલીસોથી લદાયલી આવી પહોંચી.

હથિયારબંધ પોલીસોની વચમાં ચાર આરોપીઓ ન્યાય મંદિરમાં પેઠા. હજારો જીભોનો ગણગણાટ શમી ગયો; હજારોની આંખો પોલીસોની હરોળોની વચમાં મીટ માંડી રહી.

સૌથી આગળ તૂટી ગએલી માનવતાનો ખખડી ગએલો બન્યો હોય તેવો, ખાલી ચહેરે, નીચે માથે, કપાવા જતા મેંઢા જેવો ડચ કડીઓ વાન–ડર–લ્યુબ ચાલતો હતો અને પાછળ ચાર કોમ્યુનીસ્ટો હતા. સુકાઇ ગએલા અને પાતળા દેહવાળા ટોર્ગલરે આખી અદાલત પર નજર નાખી. ડીમીટ્રોવ, ટેનેવ અને પોપોવે પણ એક આદમીની જેમ શ્વાસ અટકાવી ખડે પગે થએલી અદાલતની આંખ સાથે પડકારનો વિનિમય કર્યો, એમના ચહેરાઓની આસપાસ નાઝી કારાગારના સાત મહીનાના વજનદાર બેડીઓવાળા કારાગારવાસની સખ્તાઇની રેખાઓ ગોઠવી દીધી હતી.

પછી નવ લાલ ઝબ્બાઓ અદાલતની વ્યાસપીઠ પાસે પાછળથી પેઠા. અદાલતે ઉભા થઇને નાઝી ન્યાયના નવ ઓળાઓને આવકાર્યા. હિટલરની સલામીના અવાજનું આંદોલન પ્રેક્ષકોમાંથી ઉઠ્યું ને તરત જ શમી ગયું. પાછી ભયંકર શાન્તિ પથરાઈ ગઇ. મુખ્ય ન્યાયાધીશ ડૉ. બુંગર તથા મુખ્ય સરકારી વકીલ ડૉ. વરનર પોતપોતાના આસને ગોઠવાયા. પછી અદાલત આરોપી-

ઓનાં નામ બોલી અને તેમના પર લદાયલા આરોપોનું ઓળખાણ કરાવી રહી.

"કડીઓ, વાન-ડર-લ્યુબ એક વખતના રીશ્ટાગના ડેપ્યુટી અર્નસ્ટ ટોર્ગલરે રીશ્ટાગની આગમાં રોકેલો ડચ કોમ્યુનીસ્ટ, બીજો લેખક ડીમીટ્રોવ, ત્રીજો વિદ્યાર્થી પોપોવ અને ચોથો મોચીનો ધંધો કરનાર વાસીલી-ટેનેવ" અને પછી એ ચારે સામેનું તહોમતનામું વંચાયું કે રીશ્ટાગની આગ એમણે સળગાવી હતી તથા પછી તરત જ લોહીઆળ બળવો કરી સરકારને ઉથલાવી પાડવાની એમની યોજના હતી.

પછી સરકારી વકીલે સમજાવ્યું, કે તહોમતદારોએ જે કાયદાઓનો ભંગ કર્યો છે તે જો પૂરવાર થશે તો તેમાં તેમને દરેકને દેહાંત દંડ મળવાની જોગવાઇ છે. એમ બરાબર સવાનવ વાગે ડૉ. બુંગરે શરૂઆત કરી.

એવા એનેક દિવસો સુધી મુકદ્દમો લંબાયો. સવાલો ને જવાબોના ચોપડા ભરાયા. ડીમીટ્રોવે વારંવાર જરમન સરકારના નાઝી અફસરોની તપાસ ને ઉલટતપાસ કરી. એવી [illegible] ચાલતી ત્યારે આખી અદાલત એના બુદ્ધિવિભવ પર [illegible] જતી. એના ચાલાક સવાલો ભીતરમાં ડુબકી દઈ [illegible] બહાર લાવતા. જાણે એની શાંત ને સ્થિર નજર [illegible] સવાલો એના ધારદાર વ્યક્તિત્વમાંથી શોધક [illegible] અને ત્યારે નાઝી ન્યાય પરાજય પામતો, ત્યારે નાઝી [illegible] ઓઠાં પારદર્શક બનતાં અને રહસ્યો પોતાની [illegible]

એની સામે ગોરીંગને પણ, અને [illegible] માટે ઉભવું પડતું ત્યારે વિપ્લવના પ્રતીક [illegible] ઉભેલી દેખાતી. એક વાર એની સામે [illegible]

ડીમીટ્રોવ તેની ઉલટ તપાસ કરતો હતો, ને તપાસના અંતમાં ઘણીવાર શાંત મજાક કરતો હતો. એણે ગંભીર થઇને પૂછ્યું, "હેર મીનીસ્ટર! આપ મારા સવાલો તરફ ભયાકુલ માનસ ધરાવો છો તેની આપને ખબર છે?"

અને અજાણતાં પ્રેક્ષકોમાં હસવાનો એક દબાયલો અવાજ દેખાઈ ગયો અને પોતાની ખાનગી વાત ખરી પડી હોય તેવી ધાકથી ગોરીંગ ગરજી પડ્યો:

"Out with you, you crook! You wait till I get you out of the power of this Court!"

બીજે દિવસે ગોબેલ્સની તપાસ ચાલતી હતી. ગોબેલ્સે અદાલતને કહ્યું કે પોતે અને હિટલર આગની રાતે રીસ્ટાગના દરવાજે ગોરીંગને મળ્યા અને ગોરીંગે કહ્યું કે આ કાવતરૂં તો કોમ્યુનીસ્ટોનું છે. *

ત્યાર પછી ડીમીટ્રોવના સવાલો અદાલતનું અપમાન કરે છે એમ કહીને તેને નવેંબરની ૧ લીથી ૩ જી સુધી અદાલતમાં હાજર નહિ રહેવાની શિક્ષા થઇ. પછી તા. ૪ થી એ ડીમીટ્રોવ પાછો અદાલતમાં ઉભો ત્યારે તેની સામે ગોરીંગ ઉભો હતો. પાછી ડીમીટ્રોવે ગોરીંગની તપાસ માગી અને પહેલા બે સવાલમાં જ વાન-ડર-લ્યુબ કોમ્યુનીસ્ટ પક્ષનો સભ્ય નહોતો તે વાત ગોરીંગને મોઢે બોલાવી. પછી ડીમીટ્રોવે એક એવો સવાલ પૂછ્યો કે જેમાં ગોરીંગને પગથી માથા સુધી ડંડો ઘા લાગ્યો. અને અદાલતના દેખતાં એણે કાબુ ગુમાવીને સોવિયટ રશિયા સામે

* upon our arrival we were immediately informed by the prime minister Goering that it was a Communist outrage.

પછાડા માર્યા.

"સોવિયટ રશિયાએ આપની સરકાર સામે 'ડીપ્લોમેટીક પ્રોટેસ્ટ' નોંધાવવો જોઈએ" ડીમીટ્રોવે શાન્તિથી કહ્યું, અને ભાનમાં આવતા ગોરીંગે રાતા થઇ ગએલા ચહેરાને લૂછી નાખ્યો.

અને પછી ડીમીટ્રોવે નાઝી પક્ષે હોળીનું નાળિયેર તરીકે ઉભા કરેલા વાન–ડર–લ્યુબને થોડાક સવાલ પૂછવાની રજા માગી, અને આનાકાની કરતા ન્યાયપ્રમુખે તે આપી.

"તેં મારું નામ તારા જીવનમાં આજ પહેલાં કોઈ વખત સાંભળ્યું હતું ?"

પેલાએ ઉંચું જોયા વિના નીચું માથું હલાવ્યું.

"અને રિશ્ટાગની આગ વિષે તેં તને પકડનારા નાઝી પોલીસ અમલદારોની ઓફિસ વિના બહાર કોઈ વાર કંઇ વાત કરેલી યાદ છે ?"

પાછું એણે માથું હલાવીને ના પાડી.

"અને આપ આગ સળગ્યાના સમાચાર મળ્યા ત્યારે ક્યાં હતા ?" ડીમીટ્રોવે પોલીસ અમલદાર હેલ્ડ ફોર્ડને પૂછ્યું.

"કલીંગેર રેસ્ટોરાંમાં."

"શું કરતા 'તા ?"

"વાળુ કરતો 'તો."

"ત્યારે આપને ટેલીફોન મળ્યો, એમ ને ?"

"હા."

"કેટલા વાગ્યા હશે ?"

"લગભગ આઠ."

"પણ......પણ રીશ્ટાગને આગ તો નવ વાગે..." ન્યાય

પ્રમુખ વચમાં બોલ્યો.

"પણ પોલીસ અમલદારોને એક કલાક પહેલાં તો ખબર પડવી જોઈએ ના!" ડીમીટ્રોવે મોટા અવાજે કહ્યું, અને ફરીથી વાન–ડર–લ્યુબ તરફ હાથ ધરીને કહ્યું, "આનું માથું ઉંચું કરાવશો?"

"વાન–ડર–લ્યુબ! માથું ઉંચું કર અને જો." ન્યાય પ્રમુખે કહ્યું.

'માથું ઉંચક જલદી!" લેલડોર્ફે હુકમ કર્યો, અને પોતે કોઇ યાતનાગારનો અવાજ સાંભળતો હોય તેમ એ ડચ બહાવરો આંખો ફાડી જોઇ રહ્યો.

"રીશ્ટાગની આગલી રાતે તારી સાથે આમાંથી કોણ હતા, તે જો અને બોલ." ભાનમાં આવેલો વાન–ડર–લ્યુબ જોઇ રહ્યો. અને એની નજર દૂર ઉભેલા હીન્સ પર પડી: "એ..." એણે હોઠ ફફડાવ્યા.

"હીન્સ!"

"ડીમીટ્રોવ......!" ન્યાય પ્રમુખે બૂમ પાડી.

"એ ડચને મુંઝવો માં"

"હીન્સ! નામદાર અદાલત સમક્ષ વાન–ડર–લ્યુબ અપરાધીને ઓળખાવે છે."

એમ એક સાથે ત્રણ માસ સુધી નાઝી સરકારની અદાલત ચાલી અને પછી છેવટે ડીમીટ્રોવે અદાલત સમક્ષ પોતાનું નિવેદન એક ધારા અવાજમાં એક કલાક સુધી ચાલુ રાખ્યું. વચમાં અનેક વાર એને ન્યાયપ્રમુખે અટકાવ્યો. ડીમીટ્રોવે નિવેદન પૂરું કરતાં કહ્યું કે;

"તેથી હું ચૂકાદો સૂચવું છું કે મને ટોર્ગલર તથા ટેનેવ

અને પોપોવને નિર્દોષ જાહેર કરી છોડી મૂકવા અને વાન-ડર-
-લ્યુબને કામદાર વર્ગના દુશ્મન તરીકે વપરાયલા નાઝી સાધન તરીકે જાહેર કરી છોડી મૂકવો અને અમારા પર ખોટાં તહોમત મૂકનારાઓને ગુનેગારો ગણી સખત શિક્ષા કરવી તથા આ મુકર્દમા દરમ્યાન અને તે પહેલાં અમને અમારા સમયનું તથા આરોગ્યનું થએલું નુકસાન વળતર આપી ભરી આપવું."

"એવો વખત આવશે જ. જ્યારે તમારે વ્યાજ સાથે અમને વળતર આપવું પડશે, ત્યારે લોકોની-જનતાની કામદાર સરમુખત્યારી વાળી સરકારની અદાલત રીસ્ટાગને આગ લગાડ-નારાઓનો ન્યાય ચૂકવશે" અને પછી ૧૯૩૩ના ડિસેંબરના ૨૩ મા દિવસે ન્યાય પ્રમુખને ભરી અદાલતમાં નીચેનો ચૂકાદો આપવો પડયો.

"રીશના નામમાં ચૂકાદો આપું છું કે ટોર્ગલર, ડીમીટ્રોવ, ટેનેવ અને પોપોવને છોડી મૂકવામાં આવે છે તથા વાન-ડર-લ્યુબને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવે છે."

ન્યાય પ્રમુખના શબ્દો પૂરા થયા કે દુનિયાના દરેક નગરોમાં તારપર સમાચાર દોડયા અડધા કલાકમાં યરોપના નગરોના છાપાંઓએ વધારા કાઢયા. બે કલાકમાં જ યરોપનાં પાટનગરોના રસ્તા પર ફેરીઆ દોડતા હતા.

નાઝી સરકારનાં થાણાં પર ગમગીની છવાઈ ગઈ હતી. વાન-ડર-લ્યુબને વિંધી નાખવામાં આવતો હતો પણ તેમાં કોઇને રસ હતો નહિ, પણ આજે લીપઝીગમાં વાન-ડર-લ્યુબની કબર પર ચોકી પહેરો રાખવામાં આવે છે. નાઝી આગનો બલિ કબરમાંથી ભાગી જાય તો!

પણ પેલો ડીમીટ્રોવ અને તેના સાથીઓ તો મોસ્કોમાં સલામત બેઠા હતા.

પ્રમુખ વચમાં બોલ્યો.

"પણ પોલીસ અમલદારોને એક કલાક પહેલાં તો ખબર પડવી જોઈએ ના!" ડીમીટ્રોવે મોટા અવાજે કહ્યું, અને ફરીથી વાન-ડર-લ્યુબ તરફ હાથ ધરીને કહ્યું, "આનું માથું ઉંચું કરાવશો ?"

"વાન-ડર-લ્યુબ! માથું ઉંચું કર અને જો." ન્યાય પ્રમુખે કહ્યું.

'માથું ઉંચક જલદી!" લેલડોર્ફે હુકમ કર્યો, અને પોતે કોઈ યાતનાગારનો અવાજ સાંભળતો હોય તેમ એ ડચ બહાવરો આંખો ફાડી જોઇ રહ્યો.

"રીસ્ટાગની આગલી રાતે તારી સાથે આમાંથી કોણ હતા, તે જો અને બોલ." ભાનમાં આવેલો વાન-ડર-લ્યુબ જોઇ રહ્યો. અને એની નજર દૂર ઉભેલા હીન્સ પર પડી: "એ..." એણે હોઠ ફફડાવ્યા.

"હીન્સ!"

"ડીમીટ્રોવ......!" ન્યાય પ્રમુખે બૂમ પાડી.

"એ ડચને મુંઝવો માં"

"હીન્સ! નામદાર અદાલત સમક્ષ વાન-ડર-લ્યુબ અપરાધીને ઓળખાવે છે."

એમ એક સાથે ત્રણ માસ સુધી નાઝી સરકારની અદાલત ચાલી અને પછી છેવટે ડીમીટ્રોવે અદાલત સમક્ષ પોતાનું નિવેદન એક ધારા અવાજમાં એક કલાક સુધી ચાલુ રાખ્યું. વચમાં અનેક વાર એને ન્યાયપ્રમુખે અટકાવ્યો. ડીમીટ્રોવે નિવેદન પૂરું કરતાં કહ્યું કે;

"તેથી હું ચૂકાદો સૂચવું છું કે મને ટોર્ગલર તથા ટેનેવ

અને પોપોવને નિર્દોષ જાહેર કરી છોડી મૂકવા અને વાન–ડર–
–લ્યુબને કામદાર વર્ગના દુશ્મન તરીકે વપરાયલા નાઝી સાધન તરીકે જાહેર કરી છોડી મૂકવો અને અમારા પર ખોટાં તહોમત મૂકનારાઓને ગુનેગારો ગણી સખત શિક્ષા કરવી તથા આ મુકર્દમા દરમ્યાન અને તે પહેલાં અમને અમારા સમયનું તથા આરોગ્યનું થએલું નુકસાન વળતર આપી ભરી આપવું."

"એવો વખત આવશે જ. જ્યારે તમારે વ્યાજ સાથે અમને વળતર આપવું પડશે, ત્યારે લોકોની–જનતાની કામદાર સરમુખત્યારી વાળી સરકારની અદાલત રીશ્ટાગને આગ લગાડ-નારાઓનો ન્યાય ચૂકવશે" અને પછી ૧૯૩૩ના ડિસેંબરના ૨૩ મા દિવસે ન્યાય પ્રમુખને ભરી અદાલતમાં નીચેનો ચૂકાદો આપવો પડયો.

"રીશના નામમાં ચૂકાદો આપું છું કે ટોર્ગલર, ડીમીટ્રોવ, ટેનેવ અને પોપોવને છોડી મૂકવામાં આવે છે તથા વાન–ડર–લ્યુબને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવે છે."

ન્યાય પ્રમુખના શબ્દો પૂરા થયા કે દુનિયાના દરેક નગરોમાં તારપર સમાચાર દોડયા અડધા કલાકમાં યરોપના નગરોના છાપાંઓએ વધારા કાઢયા. બે કલાકમાં જ યરોપનાં પાટનગરોના રસ્તા પર ફેરીઆ દોડતા હતા.

નાઝી સરકારનાં થાણાં પર ગમગીની છવાઈ ગઈ હતી. વાન–ડર–લ્યુબને વિંધી નાખવામાં આવતો હતો પણ તેમાં કોઇને રસ હતો નહિ, પણ આજે લીપઝીગમાં વાન–ડર–લ્યુબની કબર પર ચોકી પહેરો રાખવામાં આવે છે. નાઝી આગનો બલિ કબરમાંથી ભાગી જાય તો!

પણ પેલો ડીમીટ્રોવ અને તેના સાથીઓ તો મોસ્કોમાં સલામત બેઠા હતા.

**અને** ઇસુ પહેલાં અનેક વરસો પર ઇજીપ્તના રાજાની કુમારિકા દિકરીને સાંપડેલો યહુદી બોલ્યો હતો અને તેણે-મોસેસે-ગુલામોની મુકિત માગી હતી; અને ત્યાર પછી ઇસુના યુગ પહેલાં બસો વરસ પર પેલેસ્ટાઇનમાં એક યહુદી રાજાએ પહેલીવાર પોતાના નામના ધાતુના સિક્કા છાપ્યા હતા.

પછી ખ્રિસ્તી યુગની શરૂઆત સાથે ટીપ્સની સરદારી નીચે શરુ થએલા રોમનશાહીએ માંડેલા સર્વનાશની કથાઓમાં યહુદીનો નાશ આગળ પડતો હતો. પેલેસ્ટાઇનના યહુદી કિસાનોને દુનિયાનાં બધાં સુધરેલાં બજારોમાં ગુલામો તરીકે વેચવામાં આવ્યાં. વેચાયલા યહુદીઓ મોટી સંખ્યામાં મરતાં હતાં, જન્માવતાં હતાં, અને માલિકલોકની ચાબુકો નીચે શરીરો યોજતાં અનેક ઇમારતો ને દિવાલો, અને કિલ્લાઓ બાંધતાં હતાં.

પણ પછી જયુ ધર્મના જૂના 'કોવેનન્ટ' માંથી ફૂટેલો નવો ખ્રિસ્તી ધર્મ ઇસુના નામને રોમન બાદશાહી સાથે જોડતો હતો તથા રોમન શાહોના ખૂનખાર સંગ્રામોમાં ઇસુને આગળ ધરતો હતો, તથા ઇસુને દેહાંત દંડ ફરમાવનાર ન્યાયાધીશ યહુદી હતો એમ કહી જગતભરના યહુદીઓનો બહિષ્કાર બોલાવતો હતો; તથા ઇસુ પણ યહુદી હતો અને ઇસુના શરૂઆતના સાચા અનુ-યાયીઓ પણ યહુદીઓ હતા તે વાત સાંભળવાની ના પાડતો હતો.



મોસ્કોમાં સલામત

વિદ્યાને અરબીમાં આલેખી હતી, અને અરબીમાંથી હીબ્રુમાં ઉતારી હતી અને હીબ્રુમાંથી લેટીનમાં લખી હતી. એમ એણે જ યુરોપમાં "રીનેસાં" ની પહેલી ફૂંક ફૂંકી હતી. એનો બહિષ્કાર છતાં એણે વૈદ્ય બની મધ્યયુગી યુરોપની માવજત કરી હતી, આઇઝેક ઇઝરાયલી વૈદ્યવિદ્યાનો અગ્રગામી યહુદી હતો. યહુદીએ તો ખગોળ અને ભૂગોળ પણ ભણાવી હતી. ચૌદમા શતકમાં નકશાઓ બનાવનારનું મોટામાં મોટું મથક મેજોરકામાં પાલ્મા નામનું યહુદીઓનું સ્થાન હતું. ત્યારના જગતમાં મારકોપોલોની શોધનો ભૌગોલિક સ્વીકાર પહેલ વહેલો યહુદીએ જ કર્યો હતો, અને એરેગોનના રાજાએ ફ્રાન્સના રાજાને ભેટ ધરેલો નકશો પણ યહુદીની બનાવટ હતો.

પછી ૧૭૮૯ થી હડધૂત યહુદીને સ્વતંત્રતા સાંપડતી હતી. ૧૮૧૨ માં યહુદીનો એક સંગ્રામમાં સાથ મેળવવા પ્રશિયાએ છૂટકારો આપ્યો, ૧૮૫૮માં ઇંગ્લેંડે આમની સભામાં યહુદીને બેસવાની રજા આપી અને પછી ૨૮ વરસે યહુદીને અમીર બનાવ્યો. ૧૮૬૦ માં જરમનીએ યહુદીને સ્વતંત્ર જીવવાનો હક્ક આપ્યો અને ઇટાલીએ પણ સંયુક્ત બન્યા પછી યહુદીને અપનાવ્યો. યુરોપ એના હરિજનને આવકારી રહ્યું.

યહુદીને છેવટે વિદ્યાપીઠમાં બેસવાની, વકીલ ને ડૉકટર બનવાની, ધંધો રોજગાર કરવાની છૂટ મળતી હતી. શાહુકારનો ધંધો કરનાર યહુદીને બેંકર બનવાની તથા ઉદ્યોગ યુગમાં નાણાં રોકવાની છૂટ મળતી હતી. રસ્તા પર બેસીને ચામડા જોડનાર યહુદીને કારીગર બનવાની દુકાન માંડવાની ને વેપાર ખેડવાની છૂટ મળતી હતી.

અને પોતાની જ ધર્મમાન્યતાઓ ને સંકટના સમયમાં

વળગી રહેલો યહુદી છૂટકારાનો શ્વાસ લેતો ઘર માંડીને રહેતો હતો અને જીવનને વહેવા દેતો પોતાની જાતને, અંગ્રેજ, ફ્રેંચ કે જરમન તરીકે ઓળખાવતો હતો અને વહેતા જીવન સાથે આગળ રહીને વહેતો હતો.

પણ પછી જરમનીમાં હિટલર આવ્યો હતો અને યહુદી સામે ધિક્કાર લાવ્યો હતો. યહુદીની યાતનાઓ અંધાર યુગથી પણ અનેક ગણી વધી જાય તેવી ૧૯૩૩ની સાલ આવવાની હતી, જરમનીમાં યહુદી ત્યારપછી ઝડપાવાનો હતો, હડધૂત થવાનો હતો, વિંધાવાનો કે આપઘાત કરવાનો હતો.

એવો ૧૯૩૩ નો નાઝી ન્યાય અંધાર પિછોડો ઓઢાડે તે પહેલાં યહુદી ચૌદ "નોબલ પ્રાઇઝ" પામ્યો હતો અને જ્ઞાન વિજ્ઞાનના બુદ્ધિ વિભવમાં પંકાઇ ચૂકયો હતો.

સાહિત્યમાં એ પ્રગતિશીલ હતો. હીને જરમનીમાં, બ્રેન્ડીસે ડેનમાર્કમાં, ડીઝરાયલીએ ઇંગ્લેંડમાં, મેન્ડીસે ફ્રાન્સમાં સાહિત્યમાં ફાળો આપ્યો હતો. નાટયકારો અને નટો પણ યહુદી-એ જ સર્વોત્તમ આપ્યા હતા. પીનેરો, સુટ્રો, બર્નસ્ટીન, અને સ્તીઝલર જેવા નાટકકારો, તથા રશેલ, બર્ગનર, બર્નહાર્ટ જેવા નટો યહુદીઓ હતા. કલામાં પણ યહુદીએ પહેલો નંબર મેળવ્યો હતો. ઇઝરીલસને આનાકાની વિના જ ડચોએ પ્રથમ પંકિતનો કલાકાર કહ્યો હતો તથા નાઝીરાજની આર્ય માનવતાએ પણ હજુ લીબરમેન જેવો કોઇ કલાકાર નિપજાવ્યો નથી.

અને વૈદકલા વિદ્યામાં? દુનિયાના આરોગ્યમાં તો યહુદીનું સ્થાન અજોડ રહ્યું છે અને તેથી નાઝીરાજના આર્ય સૂત્રધારોને યહુદીથી અભડાઈ જવાના ભયની વિગતો બહાર પાડવી પડી હતી કે:

"જાતીય રોગવાળા નાઝીએ સાલવરસન લઇને સાજા

થવું નહિ, કારણ કે એલરીશ નામના યહુદીએ તેની શોધ કરી છે! અને એ ભયાનક રોગ પોતાને છે કે નહિ તેની તપાસ પણ કરાવવી નહિ, કારણ કે એ તપાસ કરવાનો ઉપચાર વેસરમેન નામના યહુદીની શોધ છે. જે નાઝીને હૃદયનો રોગ હોય તેણે ડીજીટેલીન નામની દવાનો ઉપયોગ કરવો નહિ, કારણ કે તે લુડવીગ ટ્રોબ નામના યહુદીની શોધ છે. જો એનો દાંત દુઃખી આવે તો નાઝીએ કોકેન વાપરવું નહિ કારણ કે તે કાર્લ-કોલર નામના યહુદીએ શોધી કાઢ્યું છે અને ટાઇફોઈડ થાય ત્યારે વીડન અને વીલ નામના યહુદીઓએ શોધેલા ઉપચારો ગમે તેવા અકસીર હોય તોય તે વાપરવા નહિ. જો નાઝીને ડાયાબીટીસનો રોગ થાય તો મીકોસ્કી નામના યહુદીએ શોધેલું ઇનસુલીન વાપરવું નહિ. જો નાઝીનું માથું દુઃખે તો તેણે પીરામીડોન કે એન્ટીપીરીનનો ઉપયોગ કરવો નહિ, કારણ કે સ્પીરો અને ઈલીજ નામના યહુદીઓએ શોધેલી તે દવાઓ છે. જેમને વાયુની આંચકી આવે તેમણે નાઝીઓએ તે સહી જ લેવી રહી, કારણ કે તેના ઉપચારની વસ્તુ ક્લોરલ હાઇડ્રેટ ઓસ્કાર લીબરીચ નામના યહુદીની શોધ છે અને જો ચિત્તભ્રમ થાય તો નાઝીએ માનસ પૃથક્કરણ કરાવવું નહિ કારણ કે તેની શોધ કરનાર સીગમન્ડ-ફ્રોઈડ યહુદી હતો. અને એ ઉપરાંત બધા નાઝી ડોકટરોએ વૈદ્યકીય શોધખોળોમાં નોબલ પ્રાઈઝ જીતનારાં બેરેની, ઓટો-વારબર્ગ, જેડેસોન, બ્રુનો-બ્લોક, ઉના, મેન્ડેલ, ઓપેનહીમ, ક્રોનેકર, બેનેડીકટ, તથા ફ્રીનકેલ વિગેરેનો આશરો નહિ લેવાનું ધ્યાનમાં રાખવું.

પણ યહુદીએ તો જ્ઞાન વિજ્ઞાનની દુનિયા તરબોળી હતી, માનવીની મર્યાદાઓ ભૂંસવામાં જ્યાં ને ત્યાં સાથ દીધો હતો, લેઝેરસ અને સ્ટીનથોલે જાતિના (racial) માનસશાસ્ત્રનો

પાયો નાખ્યો હતો, ડરકીમ આજના નવા સમાજશાસ્ત્રનો નિર્માતા હતો, લોંબ્રોસોએ પહેલી બૂમ પાડી હતી કે ગુનો એ તો મનનો રોગ છે અને સારવાર માગી લે છે. બર્ગસોને સર્જક વિકાસ-ક્રમ ધરીને, આઇનસ્ટીને સાપેક્ષવાદ બતાવીને, માર્ક્સે વિવર્તનવાદ ગોતીને, અને ફ્રોઇડે માનસપૃથક્કરણના પાયા રચીને દુનિયાના પ્રગતિશીલ ચિંતનની ચેતના પ્રગટાવી હતી અને એ બધા જ યહુદી હતા ! અને એટલું ઓછું હોય તેમ આધ્યાત્મવાદમાં પણ લેવીસ, ગોમપર્ઝ અને જીન-બ્લોકનાં નામ જાણીતાં થયાં હતાં. એકલા ઇંગ્લેંડમાં જ વરસ દહાડે ઇંલરીચની શોધથી પાંચ હજાર બાળકોના જીવન બચતા થયા હતા તથા પીએરી અને વાન પ્રાઘ નામના યહુદીઓને લીધે બહેરાં સાંભળતા થતા હતા.

બિચારું નાઝીરાજ ! એની મેલી ઉમેદમાં અંતરાયો દેખાતી હતી. એણે જરમન મૂડીની સેવા માટે, જરમન માલિકીના સાજમાં માંડેલો યહુદીનો અશ્વમેધ આકરો લાગતો હતો. એણે રચેલો અંધારપિછોડો ટુંકો પડતો હતો. દુનિયાના જીવનમાં યહુદી જીવનવેગ બનીને પેસી ગયો હતો.

પણ નાઝીરાજના નાઝી ભક્તને આ બધી અણગમતી બાબતો છે. કારણ કે જેને એ હલાલ કરવા માગે છે તે જગતના જીવનનું આવું અગત્યનું અંગ છે એમ સમજાય તો નાઝી ભગવાનને ધરાતો યહુદીનો બલિ માનવીનો પુણ્ય પ્રકોપ જગવે ને !

પણ હિટલર પહોળી હથેળી પસારે છે, આંખો ફાડે છે, ભવાં સંકોચે છે, જુઠાણાંનાં કમાડ ખોલીને અંદરની જીભને જોરથી ઝૂકાવે છે, "યહુદીનો નાશ, યહુદીનો બહિષ્કાર, યહુદી મૂડી જપ્ત." એ બોલે છે અને હીપ્નોટીસ્ટના વિષય જેવાં એનાં શ્રોતાજનો સાંભળી રહે છે.

એનો એ અવાજ માઈક્રોફોનમાં થઈને, ઘણો મોટો થઇને પ્રચંડ મેદની પર પડઘા પાડે છે. એ અવાજનાં આંદોલનોને દૂર દૂર મોકલવાની કરામત શોધી 'એમ્પ્લીફાયર' માં મૂકનાર એમીલ–બરલીનર તથા રોબર્ટ–વોન–લીબેન યહુદીઓ હતા, તેવી યાદ એને પસંદ નથી અને ચહેરા પર પરસેવો લાવી દે છે, અને એ રુમાલ કાઢી ભવાં લૂછવા માંડે છે.

"પણ, રાખ! રાખ!" કોઈ એનો હાથ અટકાવી દેતો! "રુમાલ રાખવાની ને ચહેરો લૂછવાની શોધ કરનાર ઈટાલીના યહુદીઓ હતા તેનું શું?"

પણ એના અવાજને અટકવાનો સમય નથી. મહાન જરમનીનું એનું સ્વપ્ન એવી વાસ્તવતાના સ્વીકાર માટે રોકાવાની ના પાડે છે. એ જોરશોરથી એક જ વાત બોલે છે. અને ટેલીફોનના તાર પર, હીનરીચ–હર્જ નામના યહુદીએ શોધેલા હરજીઅન આંદોલનના એના બોલને દેશ કાળના અંતરાયો ભૂંસી કાળી, ગોરી અને પીળી પ્રજાઓનાં દિવાનખાનામાં લઇ જાય છે.

પણ યહુદીએ એવા કશા પર સર્વ હક્ક સ્વાધીન રાખ્યા નથી, રાખવા યોગ્ય નથી. પશ્ચિમની સંસ્કૃતિના બુદ્ધિવિભવનું યહુદી એક આંદોલન માત્ર છે. એ આંદોલનને ભાંગી નાખવા નાઝીરાજે ઉપાડેલો ઘણ યહુદી પર નહિ, માનવતા પર પડે છે. યહુદીની માનવતા, આજે નાઝી જલ્લાદની કુહાડી નીચે લોહી નીગળતી હોય, તેથી શું માનવતા મરે છે?

એ માને છે કે માનવતાનું યહુદી અંગ ખેંચી કાઢી શકાશે, ને એ આડી ઉભી ફાળ ભરે છે. જરમન માલિકશાહી એ ફાળે ચઢેલાને અભિનંદે છે, અને અર્ધ મીચેલ આંખોથી સ્વચ્છંદ નિરખતી ગોબેલ્સ જેવા ઉંચા, ગોરીંગ જેવા નાજુક અને હિટલર

જેવા શાંત સુંદર આર્ય ભગવાનને ભજે છે.

દુનિયાના જુલ્મકાંડમાં નવો એવો હત્યારો કાળ ૧૯૩૩ના માર્ચમાં જરમનીમાં શરૂ થયો. જરમનીના રાષ્ટ્ર જીવનમાં યહુદીને ઉખેડી ઉખેડીને ઉકરડે ફેંકવામાં આવ્યો. જરમન માલિકરાજે સાફસુફી માંડી.

પાંચ લાખ યહુદીઓમાંથી એક સાથે હજારો ગિરફતાર થયાં, કારણ કે તે યહુદીઓ હતા; અને દિવાલ સાથે ખડા થઇ ને વિંધાઇ ગયા, કારણ કે તે યહુદીઓ હતા. યહુદી નાગરિકોએ એમની પત્નીઓ ગુમાવી, યહુદી દુકાનો પર પીકેટીંગ બેઠાં, યહુદી ડોકટરો ભૂખે મરવા લાગ્યા, યહુદી વકીલોની સનદો જપ્ત થઈ, યહુદી મહેતાજીઓ હાંકી કઢાયા, યહુદી પર થુંકના છાંટા ઉડ્યા, યહુદીના માથાપર ગમે ત્યારે ટપલો વાગ્યો, યહુદીની છાતી ધબકતી હોય ત્યાં વિંધાઇ ગઇ. યહુદીએ જીવનમાંથી જોર કરીને ઝંપલાવ્યું ગમે ત્યાં, જ્યાં જીવન ન હોય ત્યાં. અનેક યહુદી નરનારીઓએ આપઘાત કરવામાં હરિફાઈ કરી; બાળકોથી માંડીને વૃદ્ધ સુધી આપઘાતીઓની સંખ્યા હજારો સુધી પહોંચી ગઇ; નાઝીરાજમાં યહુદી જીવન અંધારી યાતના બન્યું. નજરવાડા (concentration camp) માં હજારો યહુદીઓ ધકેલાઈ ગયા.

યહુદી વેપારી પર નાઝી ન્યાય ઉતરી પડ્યો 'સ્ટોક એક્સચેઇન્જ' એ, 'એન્ટીક ટ્રેડ' અને પુસ્તકોના વેપારમાંથી યહુદી બાતલ થયો. ધીમે ધીમે વેપાર ઉદ્યોગોમાંથી યહુદીને હાંકી કાઢવાનું શરૂ થઇ ગયું. યહુદીઓને ખોરાક ન વેચવા માટે જરમનોને સૂચના અપાઇ. જૂનાં કપડાંની ખરીદી ને વેંચાણમાંથી યહુદીને કાઢવામાં આવ્યો. જાહેર મકાનોમાં યહુદીને આવવાની મના થઇ, જાહેર સ્નાનાગારોમાંથી યહુદી પાછો કઢાયો, જાહેર બાગ બગીચામાં

યહુદીને બેસવાનો બાંકડો પીળો ચિતરાયો. યહુદીની માલિકીવાળાં ઘરમાં કોઇ આર્યે-જરમને ભાડે ન રહેવાની સૂચનાઓ નીકળી. યહુદીઓએ એક જુદા લત્તામાં જ વાસ કરવાનાં ફરમાન થયાં.

યહુદી સાથે કોઇ આર્યે-જરમને ન પરણવાનો સરકારી કાયદો થયો, પરણ્યા વિનાનાં પણ જ્યુ અને જરમન સ્ત્રીપુરૂષનો કોઈ પણ સંબંધ ફોજદારી ગુનો ગણાયો. જૂનાં યહુદી સાથેનાં જરમન લગ્નો તલ્લાકને યોગ્ય ગણાયાં. એવાં લગ્નોમાં સાંપડેલાં બાળકો હડધૂત થયાં. યહુદીનું લખેલું કોઇ પણ પુસ્તક જરમન છાપખાનાએ છાપવાની ના પાડી.

ગરીબ યહુદીએ આપઘાત માંડયો કે ઝેર બનેલું જીવન ઘસડવા માંડયું. શ્રીમંત યહુદીઓએ જરમની છોડીને પરદેશ જવા બીસ્ત્રા બાંધ્યા, ત્યારે કાયદો બોલ્યો કે, પરદેશ જતો કોઇ પણ યહુદી પોતાની સાથે ચારસો પૌંડથી વધારે મૂડી લઈ જઈ શકશે નહિ, એની બાકીની બધી મિલ્કત સરકાર તરફથી જપ્ત થએલી જાહેર કરવામાં આવે છે.

છ લાખ યહુદીને ગુલામ રાખનાર ઇજીપ્તના ( ફારોહા ) બાદશાહો નાઝીરાજના સરમુખત્યાર આગળ ઠીંગણા લાગ્યા. એ છ લાખની મુક્તિ માટે જેહાદ જગવનાર યહુદી મોસેસ અને કચડાતી માનવતાને અનિષ્ટનો સામનો કરવા સત્યાગ્રહનું શસ્ત્ર દેનાર યહુદી ઇસુ, બન્ને યહુદીઓની યાદ આર્ય હિટલરના નાઝીરાજમાં રોઇ પડી.

"પણ તેમાં શું ? તમારે મન તેમાં શું છે ?...અમે તો જરમનીની એકેએક શેરી પર પોલીસ સાથે ધીંગાણાં ખેલ્યાં છે, એકેએક રસ્તાને અમારા લોહીથી છાંટયો છે. અને આજે એ અમને ઉલાળી દે છે. આજે અમે એને સાફ સાફ......" એક ભૂખરી ડગલીમાં લપેટાયલો જુવાન બરલીનની એક 'કેફે'માં એક ખુરશીમાં પડયો પડયો એક હાથમાં ચાનો પ્યાલો ટેકવી બીજા હાથની મૂઠી વાળી બોલતો હતો.

"શું સાફ સાફ !" સામે બેઠેલો એક ખબરપત્રી જેવો જણાતો અમેરિકન પૂછી રહ્યો.

"કે હિટલર ! અમને અમારી સત્તા પાછી આપ, અમને પૈસા આપ, નહિ તો અમે રાતા થઇ જઇશું"

"રાતા !" અમેરિકનથી હસી પડાયું. "જરમની તો સાતે રંગની ઓઢણી ઓઢે તેવું દેખાય છે ! ગઇ કાલે બરલીનનાં બારણાં તમારી ભૂરી ડગલીઓ ઠોકતી હતી, આજે વળી કાળી ડગલીઓ દોટ દે છે ને પાછા તમે રાતા થવાની વાત કરો છો !"

"નહિ તો, એ ઠેકાણે ન આવે. એ તો રાતું સાંભળે છે. કે રણકી ઊઠે છે."

"તે તમે એને ડરાવી મારશો ?" અમેરિકન જોઇ રહ્યો.

ના, પણ આ સાલના (૧૯૩૩) ગયા એપ્રિલના

આઠમા દિવસે એ ડરી પડયો 'તો, અને બ્રોડકાસ્ટમાં બોલ્યો 'તો કે "હું મારા લોહીના છેલ્લા ટીપાં સુધી તમને વફાદાર રહીશ."

"પછી...... ?"

"પછી......પછી તમને ક્યાં ખબર નથી! આ પેલા અંદર નાચે છે, તે કુતરાઓ......" એણે કેફેના અંદરના ખંડ તરફ આંગળી કરી, દાંત કચકચાવી કહ્યું: "કાળી ડગલીઓવાળા (S–S) વિના એને કંઈ સૂઝતું જ નથી. જ્યારે એને માથે તાજ મૂકવા અમે શેરીએ શેરીએ પોલીસો સાથે ઝપાઝપી કરતા હતા અને રાતાઓનાં માથામાંથી રાતું કાઢતા હતા, ત્યારે એવા એ તો અંગુઠો ધાવતા પારણામાં પડયા 'તા કે એમની આયાઓના હાથમાં ઓકતા હતા."

"પણ પછી હિટલરે કર્યું શું?" પાછો અમેરિકન હસ્યો.

"આખું જરમની જાણે છે. જૂનની શરૂઆતમાં જ એણે પરખાવી દીધું. અમે આવું નહોતા ધારતા! એ તો, "બાર વરસે બાવો બોલ્યો, કે સબ મર જાય!......"

"પણ બોલ્યો શું?" અમેરિકન અક્કડ થઇ ગયો.

"એ બાવેરીઆની એક સભામાં ચીસ પાડીને બોલ્યો કે 'હું આજની વ્યવસ્થા સામેના એવા એકે એક પ્રયત્નને ઘાતકી રીતે તોડી નાખીશ'...... બોલો હવે અમારે તો ચૂપ થઈ જવાનું, કે હિટલરની ગોળીઓ સામે ઉભા રહેવાનું!" ભૂખરી ડગલીવાળો ભભૂકી ઊઠયો, ને ઉભો થઇ ગયો.

"પાછા ક્યારે મળશો?" અમેરિકને મિત્રાચારીની મીટ માંડી.

"પાછો?......શું કહેવાય......?" પેલો જોઈ રહ્યો.

"કેમ! તમેય મોંઘા થાવ છો તો? આટલા દી' થી આપણે

મળીએ છીએ તોય વિશ્વાસ નથી આવતો ! હું કંઇ રોતો નથી !" અમેરિકન જોરથી હસી ઉઠયો.

"શું કહેવાય ! આજકાલ તો ઓળખવું અઘરું થઇ પડયું છે, ને તેમાં અમે તો નહિ ત્રણમાં ને નહિ તેરમાં......... હું હમણાં તો અજાણ્યાંઓને બહુ ઓછો મળું છું." એણે ગંભીર થવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"પણ તમારા મિત્રોને તો મળતા હશો ને !" અમેરિકને આંખો ઝીણી કરી કહ્યું ને વિચિત્ર રીતે જોઈ રહ્યો.

"તે તમને કેમ ખબર પડી !" એ હસી ઉઠયો.

"કેમ, તમે જ કહ્યું હતું ને !"

"મેં જ.........! શું કહ્યું હતું ? કોનું નામ ?"

"તે તમને ખબર નથી !"

"હા, હા, પણ એ તો...બસ. હું એને ચાહું છું." એનાથી બોલી દેવાયું.

"તે મારે કયાં તમને લૂંટી જવા છે ? પણ કોઈ દી' મુલાકાત તો કરાવો !" અમેરિકન નિશાન તાકતો હોય તેમ ચોંટી પડયો. "તે શું કરે છે ?"

"નટી છે, સિનેમાની."

"હા, મને લાગે છે તમે તે પણ કહ્યું હતું......... હું એમનું નામ ભૂલી ગયો છું, માફ કરજો." એણે યાદ લાવવાનો અભિનય કર્યો.

"ફીલિયા."

"બરાબર, બરાબર. તો બોલો તમે બન્ને મારે ત્યાં ચા પીવા.........!"

"રોહમનું નિવેદન !" બન્નેની વચમાં એક ફેરીઆએ

ડોકું કાઢી બૂમ મારી.

" રોહમ!" બન્ને એક સાથે બોલી ઉઠયા, ને અમેરિકને છાપું લઈ જરાક મોટેથી વાંચવા માંડયું. " આખો જુલાઈ માસ બ્રાઉન બેટેલીઅનોને રજા આપવામાં આવી છે અને અમારા વિરોધીઓ એવી એફવા ફેલાવે છે કે હવે એ બ્રાઉન બેટેલીઅનો કદી પણ કૂચ કરતી દેખવામાં જ આવશે નહિ. પણ હું જાહેર કરું છું કે બધી બ્રાઉન બેટેલીઅનોને ઓગસ્ટ ૧૯૩૪ ની ૧લી તારીખે ફરીથી કામ પર ચઢાવી દેવામાં આવશે તથા અમારા જે દુશ્મનો આશા રાખે છે કે અમારી બ્રાઉન બેટેલીઅનોને ફરી બોલાવવામાં જ આવશે નહિ તેમને તેમની ટુંકી આશા ભોગવવાની અમે પરવાનગી આપીએ છીએ."

" રોહમ-જુન-૮- "

અમેરિકને ઉંચું જોયું. એની પાસેથી પેલી ભૂખરી ડગલી સરી ગઇ હતી. અને રસ્તાની સામી બાજુ પર એક છોકરીનો હાથ ઝાલી જોરથી ચાલતી હતી.

" સાહેબજી!" અમેરિકને બૂમ પાડી.

" સાહેબજી!" સામી બાજુ પર ચાલતાં જુગલમાંના એકે ઝડપી નજર નાખી ઝડપથી ચાલવા માંડયું.

# ખંજરોની ખૂની રાત

**નાઝી** જરમનીમાં ૧૯૩૪ના ખૂનના પાછલા દિવસો પસાર થતા હતા.

"હેસ, હેસ!" હિટલર ઉતાવળી બૂમો મારતો ઉભો થઇ ગયો.

"જી," એક પડછંદ આદમી લોખંડમાં મઢેલો આજ્ઞાધારકતાના ઓળા જેવો ઉભો.

"તો, તું સંમત છે ને?" હિટલરે બધી નજર હેસ પર ગોઠવી દીધી.

"હજુય પૂછવાનું? મહાન જરમનીને જેની જરૂર ન હોય તેને......"

"શાબાશ છે......" હિટલરે વચમાં જ શાબાશી પૂકારીને પડઘો પાડ્યો. "જરમનીને મહાન બનાવવાના માર્ગમાં જે જરૂર વિનાના હોય તેમણે દફનાઈ......." એનું માથું એકાએક અટકી ગયું. એના બોલતી વચમાં જ એને દેખાયા...... રોહમ, શીમ, હીન્સ અને સ્ટ્રુઝ જેવા ખૂનીઓ, હાન શ્રીલીંગર અને રોલ્ફ-રીનર જેવા કાવતરાંબાજો......." એ બરાડી ઉઠ્યો: "બધા કેવા ભ્રષ્ટ લોકો.......! જરમનીને એમની જરૂર નથી." છેવટે એણે કહી નાખ્યું.

"હેઈલ હીટલર!" હેસને ઉમળકો આવ્યો. એ હિટલરના મોઢા પર દૈવી તેજ દેખી રહ્યો.

"રોહમ !" હિટલર ભયંકર હસ્યો. "એ મારો ભક્ત છે. કદાચ છેલ્લી ઘડી સુધી રહેશે. પણ કેટલો નાદાન ! ગોરીંગની હરીફાઈ કરે છે. એ સજાતીય વિકૃતને ગોરીંગને ગાદી જોઇએ છે !"

"નાદાન !" હેસ હસ્યો. "પણ બિચારો આપનો ભારે ભક્ત છે, એને મન આપ સાચે જ યુગાવતાર......"

"યુગાવતારે એને પરચો દેખાડવો જ જોઇશે. આવતી કાલના મહાન જરમનીને એની જરૂર નથી. આપણા રસ્તામાં એ......" પાછો હિટલર અટકી ગયો.

"આડખીલી રૂપ છે, એને......" હેસ અટકી ગયો. એણે ખંડની બહાર નજર નાખી. ગોરીંગ ગેંડા જેવો ગબડતો આવતો હતો. ત્રણેએ એક બીજા સામે જોઇને મુખ મલકાવ્યાં.

"એ જ વાત કરતો હતો." હિટલરે ગોરીંગને સામે પડેલી ખુરશી બતાવતાં કહ્યું.

"એ જ !" ગોરીંગે ચાવી જોયું અને હિટલરે ઉમેર્યું: "બધું નક્કી થઇ ગયું ?"

"નક્કી થઇ ગયું. મ્યુનીચમાં મેજર બુચ અને બરલીનમાં હું જાતે બધું પતાવી દેશું, જાહેરાત પણ થઇ ગઈ છે કે બ્રાઉન બ્રેટેલીઅનના કેટલાક અમલદારો તેમના માણસને ખોટે રસ્તે દોરે છે અને તેથી જાહેર શાંતિ જોખમમાં આવી ન પડે તે માટે સરકાર સખત પગલાં લેવા માગે છે."

"તો હવે કંઈ જ બાકી નથી રહેતું ?" હિટલર વિચારી રહ્યો.

"નહિ, માત્ર આજની રાત. કાલે ૩૦ મી એ સવારથી શરૂ થઈ જશે."

"લોકોને થોડોક વ્હેમ આવશે, જરા હોહા પણ થશે, પણ......"

"પણ ચાર છ માસમાં બધું ભૂલી જવાશે, આ ક્યાં રાતાઓને રગદોળવા છે તે...... આ તો આપણા ઘરના જ ગલુડિયા ને ગડબી દેવાં છે! ત્યાં?" ગોરીંગ ડોક ઉંચકી બોલ્યો.

"ને એમને એવું માન પણ ક્યારે મળવાનું હતું! બળવાખોર તરીકે ઓળખાવાનું......બિચારા!" હેસ દાંત કચ-કચાવતો હસ્યો.

"બધાની ભાળ...!" હિટલરને ચિંતા થઇ. "બરાબર છે, કાર્લ અર્નસ્ટ મેજોરકા જવા ઉપડવાનો છે તે રસ્તામાં, સ્લીશર બરલીનથી વીશ માઇલ દૂર એના ગામડાના ઘરમાં ગામડીઆ જેવાં કપડાં પહેરી લટાર મારે છે તેને ત્યાંને ત્યાં. અને રોહમ તથા હીન્સ મ્યુનીચથી થોડે દૂર ટેકરીઓમાં આનંદગાહે નીકળ્યા છે."

"અને બીજા!" હિટલર બોલ્યો, "એ બિચારા એકલા! બળવાનો દેખાવ આપવો હોય તો બીજા પેલા......"

"બીજામાં, વોન પેપનના બે કેથોલીક મંત્રીઓનાં નામ મૂક્યાં છે, એક સ્ટ્રેસર અને બીજો ક્લોસેનેર અને ત્રીજો તો તેર વરસનો બુઢ્ઢો કાર અને એનો જોડીઓ સ્ટેપલ. એ ઉપરાંત બીજા ઘણા છે. એક મોટી યાદી તૈયાર કરી છે, પણ તમે જાતે......"

"હા, હું જાતે વીસી તરફ ઉડવાનો છું, જ્યાં રોહમ ને હીન્સ ગયા છે. તમે એક બકતરી મોટર અને થોડીક ટુકડીઓ લઇને પહોંચી જજો."

"તો હું જાઉં!" ગોરીંગ ઉઠ્યો.

"હા, અને હું પણ......" હિટલર પણ ઉભો થયો અને ગોરીંગને જતો જોઇ રહ્યો.

૧૯૩૪ ના જૂનનો ૩૦ મો દિવસ ઉગ્યો.

મેજર બુચ મ્યુનીચમાં મચી પડયો. એ તે દિવસની કામચલાઉ અદાલતનો મુખી બન્યો. સ્ટેડેલહીમ કારાગારના આંગણામાં લોહીના ખાબડામાં તરફડતો પડયો. હિટલરની પડખે રહી વિશ્વયુદ્ધમાં હિટલરના ઘા પોતા પર ઝીલતો ક્રોસર એના ગળામાંથી ઘૂઘવતા લોહીમાં સ્નાન કરતો પટકાઇ પડયો. મ્યુનીચની પોલીસનો વડો ઓગસ્ટ પણ અટકળ કરે તે પહેલાં લચી પડેલા આંતરડાને દેખતો અવાક થઈ ગયો. એક હાથવાળો પીટર પણ એ સાની પડખે કોચાઈ ગએલા ફેફસાં પર હાથ દાબીને સૂઈ ગયો.

સ્ટેડેલહીમના કેદખાનાનું આંગણું લોહીથી લીપાઇ ગયું. સ્ટેડેલહીમના કેદખાનાએ એક સાથે આટલાં માનવીઓને લોહીમાં તરફડતા પહેલી વાર જોયાં. પછી હેન્સ, વીલી, કોચ અને રીનરને હારદોર ઉભા કરવામાં આવ્યા.

" અમને......." વીલીથી ચીસ પાડી દેવાઇ.

" હા, તમને પણ. " બુચ બબડયો, અને બંદુકો બરાડી.

અને ત્યારે ડો. ક્લોસીનેર નીચું જોઇને એની ડેસ્ક પર લખતો બેઠો હતો. એનાથી થોડે દૂર બીજા બે કાગળો ફેરવતા બેઠા હતા. એક બોઝ હતો, બીજો ચુંગ હતો.

એમની પાછળ કાળા પડછાયા સરતા ગોઠવાયા. એમની ડોક લંબાય ને પડછાયા પરખાય તે પહેલાં ત્રણેની પાછળ પિસ્તોલો ફૂટી. ત્રણેની પીઠ કોચાઇ ગઈ. ત્રણે ખૂરશી પરથી ઢગલો થઈ ઢળી પડયા.

બરાબર બપોરે સ્ટ્રેસરનાં બારણાં ઠોકાયાં. સ્ટ્રેસરે બારણું ઉઘાડયું ને ઉંબરા પરથી ઉંચકાયો. કાળી ડગલીઓ એને ઉપાડી

ગઇ ને વીંધી નાખ્યો.

અને બરાબર બપોરે જ સ્લીશરને ઘેર થોડીક કાળી ડગલીઓ વેશપલટો કરીને પહોંચી. કમાડ ખખડાવતી બોલી.
“ છો કે......! ”

સ્લીશર દંપતી સોફા પર એક બીજાની આંખમાં હસતાં બેઠાં હતાં. “ એ તો ગ્રેગર...” બાઇ બોલી ઉઠી.

“ વ્હાલા ગ્રેગર......” બોલતો સ્લીશર ઊઠયો ને કમાડ ખોલ્યાં. ગ્રેગર નહોતો. અજાણ્યા ચાર હતા. ચારે જણે ચાર પિસ્તોલો ધરી. ચાર ધડાકા ને ચાર ગોટા આખા ઓરડામાં ઉભરાઇ ગયા. સ્લીશર એની પત્ની સાથે ઘવાઇને પટકાઇ પડયો. બન્ને સાથે મરતાં હતાં. બંન્ને મરતાં મરતાં કાળી ડગલીનો ચિત્કાર સાંભળતાં હતાં.

“ બ્રે.......ડો...! ” સ્લીશરનો છેલ્લો પ્રાણ શબ્દ બોલ્યો. બ્રેડો પણ ઘસડાતો હતો. એણે આંખોમાનું લોહી લૂછીને મરતાં મરતાં મરેલાં બે ને દેખ્યાં અને મરણ પામ્યો.

જૂનનો છેલ્લો દિવસ દેવાઇ ગયો ને રાત પડી. અંધારામાં હીમલર કામચલાઉ ન્યાયાધીશ બન્યો. કાર્લ અર્નસ્ટ ને બાંધી આણવામાં આવ્યો. પાછળથી મોરેન શીલ્ડ, હોફ મેન અને બુલવીઝને પાછલે બારણેથી દાખલ કરવામાં આવ્યા. આવ્યા ને અદાલતે ન્યાય ચૂકાવ્યા. કારાગારે આખી રાત ધૂમાડાના ગોટા કાઢ્યા. કારાગારની દિવાલોએ આખી રાત પિસ્તોલોના પડઘા પાડ્યા. આખી રાત જીવતી મોટર લોરીઓ કારાગારના આંગણામાં ઠલવાઇને શબોને ખડકતી ચાલી ગઇ. એકે એક શબપર એક જ અજાયબીનો ભયંકર ભાવ હતો, “ અમને જેમણે.........તેમણે જ અમને ભૂખરી ડગલીઓને, તે અમારો હિટલર......! ”

માણસાઈનો સવાલ પૂછતાં એ બધાં શબોને સેંકડોની સંખ્યામાં દફનાઇ જવા રવાના કરવામાં આવ્યાં.

"પણ એને હજુ આઠ દિવસ તો પૂરા વીત્યા નથી. મેં ને હિટલરે એક સાથે એક હાથે એક અવાજે ઉછળી ઉછળીને ગાયું છે, "I had a comrade"......અને શી વાત કરો છો! હું બળવો કરવાનો છું! હું કરૂં કેમ! અને હિટલર એવું માને કેમ! તમે લોક......તમે લોકો...... શી વાત કરો છો?" કાળી ડગલીઓને કચકચાવતો ભૂખરી ડગલીનો સેનાની જકડાતો જંખી રહ્યો, "તમે તે શી વાત કરો છો!" જકડી બંધાતો રોહમ રાડ નાખતો ઉછળતો હતો, "અને એને ખાવાનું નહોતું ત્યારે મેં મારા મોઢામાંથી......" એના માથા પર વિજળી પડી હોય તેવો એને ઝબકારો થયો. એને આંખે લાલ પીળાં દેખાયાં, એને તમ્મર આવી, એણે માથે હાથ દઇ દીધા. એના ખોબામાં લોહી ભરાયું. ને એ પડ્યો.

એને ભાન આવ્યું ત્યારે એક અંધારી ગુફા જેવી ઓરડીમાં એકલો હતો. એનાં અંગે અંગ શિથિલ થઇ ગયાં હતાં. એને તંતુઓ તૂટતા લાગતા હતા. એ એકલો બબડવા લાગ્યો:

"શો ગજબ! ત્યારે પાર્ટીમાં હિટલરનો નંબર સાતમો હતો, મારો છેતાલીસમો હતો, ત્યારના અમે એક હતા. મ્યુનીચમાં એની સાથે લોહી નીગળતો હું ઉભો હતો. એ સત્તાપર આવે તેથી જ મેં ભૂરી ડગલીઓની ટુકડીઓ બાંધી, ને તેથી જ હું તેમનો સરદાર બન્યો,......અને શું હું અનીતિમાન છું?" એ બરાડી ઊઠ્યો. "નીતિ અનીતિની વાત હીટલર કરી શકે છે!... શી વાત......! આટલાં વરસ એ મારી પડખે રહ્યો છે, પડખે ફર્યો છે, પડખે રડ્યો છે ને પડખે સુતો છે. આજ સુધી......

આટલાં વરસ અને આજે......આહ ?" એનું માથું દુઃખથી ભમી આવ્યું. એ અંધારામાં એખાકાળો જોઈ રહ્યો.

"તારી પથારી પર રીવોલ્વર પડી છે. એનાથી એક જ બાર થશે. તું તારી જાતને મારી નાખ, નહીં તો......" અંધારામાંથી એક અવાજ સંભળાયો.

"હું મારી જાતને મારી નાખું ? હરામખોરો તમે જ કાવતરું કર્યું છે......હિટલર જાણશે તો......હિટલર જાણશે તો.........."

"ધૂમ......ધૂમ......" એક સાથે બે અવાજ થયા. ઓરડીના અંધારામાં ધૂમાડાનો પ્રકાશ પથરાયો. રોહમ વિંધાઇ ગયો હતો, ને એના શબ પર ધૂમાડાનું કફન આસ્તેથી પથરાતું હતું.

"જો જો, આસ્તેથી......" એક જવાન દેખાતો આદમી એની સ્ત્રીનો હાથ બગલમાં રાખી તેને આસ્તેથી ઉતારતો હતો.

"તે એસ ક્યાં, અત્યારે !" પાછળથી એક અવાજ આવ્યો. જુવાને પાછું જોયું ને કપાળપર હાથ દઈ બોલ્યો, "હું તમને ઓળખતો નથી." "પણ હું તમને ઓળખું છું." પોતાની પાછળ આવતા બીજા આઠ જણ તરફ મસ્તીમાં જોતો પેલો નફ્ફટાઈથી હસી પડયો.

"હું શું છું ?" જુવાન અટકયો.

"કાર્લ અર્નસ્ટ." અવાજ બોલ્યો. "પણ અત્યારે કયાં ?"

"મેજોરકા." એણે પતાવ્યું.

"કેમ કંઈ !" પેલો ખૂબ પાસે આવ્યો. એની પાછળ આવતા એના સાથીદારો પણ લગોલગ થઇ ગયા હતા.

"સહેલગાહે......" જુવાને અવગણનાપૂર્વક જવાબ

આપ્યો ને એની બાઇને ખેંચી.

"લે રાખ, રાખ, આટલી ઉંમરે તે સહેલગાહે!" એક જણે એનો હાથ જોરથી પકડ્યો.

"તમારે અમારી સાથે આવવાનું છે." બીજો બોલ્યો.

"તમે કોણ......" અર્નસ્ટના અણુ અણુએ રોષ વ્યાપી ગયો. "બરલીનની ભૂખરી ટુકડીઓનો હું સરદાર છું."

"તે તો રજા પર ગઈ છે." એક જણ ખડખડાટ હસી પડ્યો.

"તમે લોક આવા નિરંકુશ......હિટલરને ખબર..." જુવાન એને વિંટળાયલી કાળી ડગલીઓ તરફ કોપી રહ્યો.

"તમારી બાઈને છોડી દો, ને અમારી સાથે પેલી બસમાં ......તમે અમારા કેદી છો." કાળી ડગલીવાળાઓનો મુખી બોલ્યો.

"હું નથી આવતો......" જુવાન આખો કંપી ઊઠ્યો.

"તો લઈ જવા પડશે." અવાજ બોલ્યો, ને એ ખેંચાયો. એની સ્ત્રીનો હાથ એના હાથમાંથી છુટી ગયો. એના માથામાં કોઇએ જોરથી મુક્કી મારી. એ લથડતો પડ્યો. એને લઇને કાળી ડગલીઓ બસમાં બેસી ઉપડી ગઈ. એની પાછળ એની સ્ત્રીની ચીસો ચિત્કાર કરતી હતી. પણ એ બેભાન હતો. એને ભાન આવ્યું ત્યારે ઉતાવળી દોડતી બંધ મોટરમાં એણે પૂછ્યું "તમે મને ક્યાં લઇ જાવ છો?"

"લીક્ટર ફીલ્ડ." જવાબ આવ્યો.

"મારી સ્ત્રી!"

"મેજોરકા ગયાં છે." એક મજાકમાં કહ્યું.

"સહેલગાહે." બીજાએ ઉમેર્યું

"એકલી!" અર્નસ્ટ ભમતા માથાપર હાથ ફેરવતો બોલ્યો.

"ના સાથે છે......પરણી ગઈ છે" બધા જોરથી હસી ઊઠયા. એને આ ઉપહાસ કરતાં મરણ વધારે મીઠું લાગ્યું, પણ એ હોઠ કરડતો બેસી રહ્યો. દોડી જતી મોટરમાં એને એનો ટુંકો ભૂતકાળ સાંભર્યો. એની આંખ સામે ચિત્રશાળા આવી. જેમાં એ નોકર હતો. પછી એલડોરેડોની રાતની કલબમાં પોતે વેઈટર હતો તે યાદ આવ્યું અને છેવટે એક કેફેનો માલિક બન્યો.

પાછી એની વિચાર માળા આગળ લંબાઈ: એને હિટલર મળ્યો. એ સત્તાવીશ વરસની ઉંમરે જ બરલીનની ભૂખરી ટુકડીઓનો સરદાર બન્યો ને એક રૂપાળી સ્ત્રીને પરણ્યો. એના લગ્નમાં હિટલરે જાતે હાજરી આપી હતી. અને એને ભેટ દીધી હતી. ભેટ પર લખ્યું હતું: "For ever united."

"For ever united!" એની આંખ સામે એ અક્ષરો મોટા થવા લાગ્યા ને જાણે નાચવા લાગ્યા. જાણે એ પણ એની મજાક કરતા હતા.

"પણ મને થયું છે શું?" એ મુંઝાઈ ગયો. "આજે જરાક વધારે દારુ પીવાઈ ગયો છે" એણે જોરથી કમાડ ધસ્યું.

"ચાલો ઉતરો," એની વિચારમાળા તૂટી. બસ અટકીને ઉભી હતી અને તેમાંથી ઉતરનારનાં ખંજર ખખડતાં હતાં.

"શું આવ્યું?" એ ઉભો થયો.

"લીકટરફીલ્ડ."

એને અંદર લેવામાં આવ્યો. અંદરની દિવાલને અઢેલીને એ ઉભો.

"પણ છે શું?" એને ભયંકર ગંધ આવી. કંઈ પણ સમજ્યા વિના એનાથી રાડ નખાઇ ગઈ.

"હિટલરનો હુકમ!"

"શો ?" એ આખો કંપી ઊઠ્યો.

જ્યાંથી અવાજ થયો તે એ લથડ્યો. એની છાતી વિંધાઇ ગઈ હતી. એ કંઇ સમજી શક્યો નહિ. એણે મરતાં મરતાં હિટલરે ગોખાવેલું બોલવા માંડ્યું: "હેઇલ હીટલર ! હેઇલ... ડુશ..... લેન્ડ..... !"

## હસુના ૧૯૩૩મા વરસની યાદી

**૧૯૩૩ના માર્ચની ૨ જી:**

કોઈ ૭૦ વર્ષનો વૃદ્ધ હેમબર્ગમાં, પોતાના ઘરની બારીએ ઉભો હતો. તેવામાં એકાએક પોલીસે એના ઉપર ગોળીનો વરસાદ વરસાવ્યો. એને માથામાં સખત ઈજા થવાથી એ મરણ પામ્યો. ( ટી. યુ. ) ઓહલોની મજૂર ઓફીસમાં કામ કરતા બે સમાજવાદીઓને ગોળીઓથી વીંધી નાખવામાં આવ્યા. ( સાક્ષીનું બ્યાન. ) વીસ નામનો સોશિયલ ડેમોક્રેટ કે જે વર્મસમાં પ્રજાગૃહની સંભાળ રાખતો હતો, તેને ત્યાં જ મારી નાખવામાં આવ્યો. ( સાક્ષીનું બ્યાન. ) વર્મસના પ્રજાગૃહ ઉપર હુમલો કરતી વખતે બે છોકરાં છોકરીને પૂરાં કરવામાં આવ્યાં. ( સાક્ષીનું બ્યાન. ) ગ્લીવીઝની મજૂર ઓફીસ પર જ્યારે હુમલો થયો ત્યારે પાંચ સામ્યવાદી કાર્યકર્તાઓ માર્યા ગયા. ( સાક્ષીનું બ્યાન ).

**૧૯૩૩ના માર્ચની ૩ જી:**

ઓલ્ડન બર્ગ ડાયટના એક સામ્યવાદી સભ્ય જરડીસને રસ્તા પર મારી નાખ્યો. ઝીટંગ નામનું 'છાપું' ઉપરના બનાવ વિષે લખતાં લખે છે કે, પકડાએલા ગુન્હેગારોની સામે ચાલતો મુકદ્દમો સરકારના હુકમથી દબાવી દેવામાં આવ્યો. એક અજ્ઞાત સામ્યવાદીને, હેમબર્ગમાં તોપના ધડાકે ખલાસ કરી દીધો.

"શું ?" એ આખો કંપી ઊઠ્યો.

જ્યાસમાં અવાજ થયો ને એ લથડ્યો. એની છાતી વીંધાઈ ગઈ હતી. એ કંઈ સમજી શક્યો નહિ. એણે મરતાં મરતાં હિટલરે ગોખાવેલું બોલવા માંડ્યું: "હેઇલ હીટલર ! હેઇલ... ડુશ......લેન્ડ......!"

## ઇસુના ૧૯૩૩મા વરસની યાદી

**૧૯૩૩ના માર્ચની ૨ જી :**

કોઈ ૭૦ વર્ષનો વૃદ્ધ હેમબર્ગમાં, પોતાના ઘરની બારીએ ઉભો હતો. તેવામાં એકાએક પોલીસે એના ઉપર ગોળીનો વરસાદ વરસાવ્યો. એને માથામાં સખત ઇજા થવાથી એ મરણ પામ્યો. ( ટી. યુ. ) ઓહલોની મજૂર ઓફીસમાં કામ કરતા બે સમાજવાદીઓને ગોળીઓથી વીંધી નાખવામાં આવ્યા. ( સાક્ષીનું બ્યાન. ) વીસ નામનો સોશિયલ ડેમોક્રેટ કે જે વર્મસમાં પ્રજાગૃહની સંભાળ રાખતો હતો, તેને ત્યાં જ મારી નાખવામાં આવ્યો. ( સાક્ષીનું બ્યાન. ) વર્મસના પ્રજાગૃહ ઉપર હુમલો કરતી વખતે બે છોકરાં છોકરીને પૂરાં કરવામાં આવ્યાં. ( સાક્ષીનું બ્યાન. ) ગ્લીવીઝની મજૂર ઓફીસ પર જ્યારે હુમલો થયો ત્યારે પાંચ સામ્યવાદી કાર્યકર્તાઓ માર્યા ગયા. ( સાક્ષીનું બ્યાન ).

**૧૯૩૩ના માર્ચની ૩ જી :**

ઓલ્ડન બર્ગ ડાયટના એક સામ્યવાદી સભ્ય જરડીસને રસ્તા પર મારી નાખ્યો. ઝીટંગ નામનું છાપું ઉપરના બનાવ વિષે લખતાં લખે છે કે, પકડાએલા ગુન્હેગારોની સામે ચાલતો મુકર્દમો સરકારના હુકમથી દબાવી દેવામાં આવ્યો. એક અજ્ઞાત સામ્યવાદીને, હેમબર્ગમાં તોપના ધડાકે ખલાસ કરી દીધો.

( w. t. b. )......બ્રેમેનને રસ્તામાં પૂરો કર્યો. બર્ન બર્ગમાં અજાણ્યો મજૂર નાઝીઓ દ્વારા માર્યો ગયો. ( w. t. b. ) બરલીનમાં ગુસટાવ, સેજે બેસ્ટ, સ્ટેફનની ધર્મશાળામાં મરાયા. બર્નહાર્ડ, વીરસ્વીંગ, બરલીનમાં પેટ્રીસ્ટ્રાસે પોતાના રહેવાને સ્થળે મરાયા. ( સાક્ષીનું બ્યાન. ) મેગડેબર્ગનો મજૂર એબેલીંગ, ક્રેબીઅન, કેલીંગ હાઉસેનના સમાજવાદી કાર્યકર્તાને હોસ્પીટલમાં ગોળી મારવામાં આવી અને ત્યાં જ મરણ પામ્યો. ( w. t. b. )

**૧૯૩૩ના માર્ચની ૪ થી :**

કોલનના બે કાર્યકર્તાઓને ગોળીથી ઘવાવાથી સખત ઇજા થઈ અને તરત જ મરણ પામ્યા. ( w. t. b. ) થેલ્સ વીલરને રસ્તામાં ઘાયલ કરવામાં આવ્યો. ડુસેલ્ડોર્ફ, બેહરેન સ્ટ્રાસે ૧૪ મા ફ્રીડરીશને ઘા કરી કરીને પૂરો કરવામાં આવ્યો.

**૧૯૩૩ના માર્ચની ૫ મી :**

ઓબર હાઉસેન ( રાઈનમાં ) કલેસેન અને લોંગવીલને ( નાસી છૂટવાનો પ્રયત્ન કરવા જતાં ) શાળાના મેદાનમાં વીંધી નાખવામાં આવ્યા. બન્નેના શરીરના આગલા ભાગ પર ગોળીના ઘા હતા. ( સાક્ષી ) ક્વીક બોર્નમાં વોરનીક મરાયો. મધ્ય જરમનીમાં કોઇ રીચના બેનામ ઝંડાધારી પર હુમલો કરવામાં આવ્યો જેથી એ મરણ પામ્યો. બનકાઉના ( સીલીસીયાના ઉપરના ભાગમાં ) બે સીપાઇઓનું સ્ટ્રોર્મ–ટ્રુપર્સે ખૂન કર્યું. ( સાક્ષી ) કારનોવને બર્લીનમાં ને બેસેક સ્ટ્રાસેમાં માર મારીમારીને પૂરો કરવામાં આવ્યો. ( સાક્ષી ) ૭૫ વર્ષની અજ્ઞાત બુઢ્ઢી, સામ્યવાદીઓ અને સીપાઇઓની વચ્ચે ઝઘડો થવાથી મારી ગઈ. ( બર્લીનર લોકલેનઝેઇગર )

( w. t. b. )......બ્રેમેનને રસ્તામાં પૂરો કર્યો. બર્ન બર્ગમાં અજાણ્યો મજૂર નાઝીઓ દ્વારા માર્યો ગયો. ( w. t. b. ) બરલીનમાં ગુસટાવ, સેજે બેસ્ટ, સ્ટેફનની ધર્મશાળામાં મરાયા. બર્નહાર્ડ, વીરસ્વીંગ, બરલીનમાં પેટ્રીસ્ટ્રાસે પોતાના રહેવાને સ્થળે મરાયા, ( સાક્ષીનું બ્યાન. ) મેગડેબર્ગનો મજૂર એબેલીંગ, ક્રેબીઅન, કેલીંગ હાઉસેનના સમાજવાદી કાર્યકર્તાને હોસ્પીટલમાં ગોળી મારવામાં આવી અને ત્યાં જ મરણ પામ્યો. ( w. t. b. )

**૧૯૩૩ના માર્ચની ૪ થી :**

કોલનના બે કાર્યકર્તાઓને ગોળીથી ઘવાવાથી સખત ઇજા થઈ અને તરત જ મરણ પામ્યા. ( w. t. b. ) થેલ્સ વીલરને રસ્તામાં ઘાયલ કરવામાં આવ્યો. ડુસેલ્ડોર્ફ, બેહરેન સ્ટ્રાસે ૧૪ મા ફ્રીડરીશને ઘા કરી કરીને પૂરો કરવામાં આવ્યો.

**૧૯૩૩ના માર્ચની ૫ મી :**

ઓબર હાઉસેનં ( રાઈનમાં ) કલેસેન અને સોંગવીલને ( નાસી છૂટવાનો પ્રયત્ન કરવા જતાં ) શાળાના મેદાનમાં વીંધી નાખવામાં આવ્યા. બન્નેના શરીરના આગલા ભાગ પર ગોળીના ઘા હતા. ( સાક્ષી ) કવીક બોર્નમાં વેરનીક મરાયો. મધ્ય જરમનીમાં કોઇ રીચના બેનામ ઝંડાધારી પર હુમલો કરવામાં આવ્યો જેથી એ મરણ પામ્યો. બનઝાઉના ( સીલીસીયાના ઉપરના ભાગમાં ) બે સીપાઇઓનું સ્ટ્રોર્મ-ટ્રુપર્સે ખૂન કર્યું. ( સાક્ષી ) કારનોવને બર્લીનમાં ને બેસેક સ્ટ્રાસેમાં માર મારીમારીને પૂરો કરવામાં આવ્યો. ( સાક્ષી ) ૭૫ વર્ષની અજ્ઞાત બુઢ્ઢી, સામ્યવાદીઓ અને સીપાઇઓની વચ્ચે ઝઘડો થવાથી મારી ગઈ. ( બર્લીનર લોકલેનઝેઇગર )

કેલીંગ શુસેનમાં એક અજ્ઞાત સામ્યવાદી કોઈ અજ્ઞાત દ્વારા માર્યો ગયો. ( હોલ સ્ટીન ) ( ટી. યુ. ) ટ્રેવેસમાં ડસ્પીકર પાસે ઉભા ઉભા ચૂંટણીનું પરિણામ સાંભળતા અણજાણ્યા યુવકને ઠાર કરવામાં આવ્યો. ( બર્લીનર લોક-ઝેઇગર ) ઓફેન બેચના ચૂંટણીના મથક પર એસ. એ. ના ણસોએ હુમલો કરવા જતાં રીશના ઝંડાધારી બ્લેશને મારી ખ્યો. ( બર્લીનર લોકલનઝેઇગર )......ફ્રેન્ક ફર્ટ પાસે ક્રાઉસ ામના સામ્યવાદી કાર્યકરને રાષ્ટ્રીય સમાજવાદીઓએ ઘાયલ કર્યો.

**૧૯૩૩ના માર્ચની ૬ ઠી:**

સેલ્બની મજૂર સ્ત્રી ગ્રેટે-મેસીંગને રસ્તામાં ઘાયલ કરવામાં આવી. બર્લિનનો હેન્સ નામનો મજૂર હેડેમેન સ્ટ્રાસના નાઝી રહેઠાણેથી પાછો જ ન વળ્યો. ( સાક્ષીનું બ્યાન ) બર્લીનમાં ફ્રીન્ડ લેન્ડર નામના ૧૯ વર્ષના યુવકનું હેડેમેનસ્ટ્રેશના નાઝી રહેઠાણમાં ખૂન કરવામાં આવ્યું. એલ્ટોનામાં એસ. એ. પોલીસ તેમજ સામ્યવાદીઓની વચ્ચે ઘર્ષણ થવાથી ત્રણ અજાણ્યા કાર્યકરો ઘાયલ થયા. ( બર્લીનર લોકલેનઝેઇગર )

**૧૯૩૩ના માર્ચની ૭ મી:**

હેમબર્ગમાં બે અજ્ઞાત કાર્યકરો નાંઝી કૂચમાં માર્યા ગયા. ડુસેલ્ડોર્ફના અજ્ઞાત કાર્યકરો લેવેટઝોવ સ્ટ્રેસેમાં મરાયા. ( ટી. યુ. ) વુપર્ટલમાં બેનામ મજૂર માથામાં ગોળી લાગવાથી મરણ પામેલો મળી આવ્યો હતો. ( પોલીસ રિપોર્ટ ) હેરમન ન્યુમન નામનો સોશિયલ ડેમોક્રેટ કે જે, હેસેમાં સરકારી વીમા ખાતાનો પ્રમુખ હતો, ને ગીસેન વિશ્વ વિદ્યાલયની સેનેટનો માનદ સભ્ય હતો, તે મરેલો મળી આવ્યો; કહેવામાં આવે છે કે એણે આત્મ હત્યા કરી હતી. કારણ કે એને એની જગ્યાએથી ખસી જવા માટે



ગ્રીટ મેસીંગ–એક બાવેરિયન કામદાર સ્ત્રી 'હેઈલ હિટલર' ન હ
બોલવા માટે એનું ગળું વિંધાઇ ગયું. ૧૯૩૨ના માર્ચની ૬ ઠ્ઠી.

લીધો ત્યારે પ્રકાશન ખાતાના ડીરેક્ટર લેન્ડ ગ્રાફને મારી નાખ્યો હતો. ( ટી. યુ. ) ડ્યુઇસ બર્ગનો સામ્યવાદી કાર્યકર મરેલો મળી આવ્યો. નેશનલ ફ્લાયર્સ લીગનો સભ્ય એસ. એ. પોલીસ લૂંટમાં બર્ન સ્વીકમાં મરાયો.

**૧૯૩૩ના માર્ચની ૧૦ મી :**

બે સામ્યવાદી કાર્યકર આર્નો ફોર્સ્ટર અને મેક્સ ટેનલર ( નાસી છુટતાં ) મરાયા. ( પ્રેસ રિપોર્ટ. ) બરલીનમાં બ્રીક્સ સીત્તેર વર્ષની ઉંમરે, સ્ટોર્મ ટ્રુપર્સે એનાં બારણામાં ગોળીબાર કરવાથી મરણતોલ ઇજા પામી. જ્યારે સોશિયલ ડેમોક્રેટની કચેરીનો બર્નસ્વીકમાં કબજો લેવામાં આવ્યો ત્યારે હેન્સ સેઇલે મરાયો. ( સાક્ષી ) સ્ટોર્મટ્રુપર્સે સ્કોપાઉમાં બે મજૂર કાર્યકરોને મારી નાખ્યા. ( પ્રેસ રિપોર્ટ ) બરલીન-સ્કોર્ન બર્ગનો સામ્યવાદી કાર્યકર્તા આલફ્રેડ પેટીઝલફને એને ઘેરથી નાઝીઓ ઉઠાવી ગયા અને એનું મૃત શરીર કચરઘાણ સ્થિતિમાં પ્રીસ્ટર વેગના સ્ટેશને મળ્યું. ( સાક્ષી. ) ગોરનોવ કેમનીઝનો કાર્યકર સ્ફોન કુગલલુ અકસ્માત ગોળીનો ભોગ થઇ પડયો.

**૧૯૩૩ના માર્ચની ૧૧ મી :**

સ્વાનડોના યુવાન કાર્યકર એરીચ મેયરને મરણતોલ માર પડ્યો. (પ્રેસ રિપોર્ટ.) બરલીન પાસે કાર્લ શોરસ્ટનો કાર્યકર રોબર્ટ ડીટ્માર વીંધાયેલો જડયો. બ્રેસલોના અજ્ઞાત કાર્યકર પર મરણ-તોલ હુમલો થયો. ( ટી. યુ. ) કેમનીટઝ પાસે લીંબેચના સામ્યવાદી કાર્યકર ગ્રેસટર અને ટેન્ડલર ( નાસી છૂટતા ) મરાયા ( સાક્ષી ).

કેમનીટઝ પાસે લીમ્બેચનો યુવાન કાર્યકર પોલક્રન્ટઝ નાસી છૂટતાં મરાયો. ઓપલનો કોઇ અણજાણ્યો માણસ ટાઉન હોલનાં

વિનતિ કરવામાં આવી હતી. ( પ્રેસ રિપોર્ટ ) મેથીઅસ વેસ્ટે નામના કેથોલીક મોચીને, ડુસેલડોર્ફ બીલમાં એના જ ઘરની બંધ બારીની પાછળ કેટલાક નેશનાલીસ્ટ સોશ્યાલિસ્ટોએ મારી નાખ્યો હતો ( સાક્ષી. ) ડુસેલડોર્ફ બીલના મેદાનની સામે છાપરાના ઠેકેદાર, કેથોલીક થીઓડોર વોલ બરને નેશનાલીસ્ટ–સોશ્યાલિસ્ટોએ મારી નાખ્યો હતો. ( સાક્ષી )

**૧૯૩૩ના માર્ચની ૮ મી :**

વુપર્ટલમાં એક અજાણ્યા મજૂર પર નાઝીઓએ હુમલો કર્યો અને તે મરણતોલ ઘવાયો. ( ટી. યુ. ) હેમબર્ગની પાસે બીલસ્ટેડરમાં કોઇ અજાણ્યો સામ્યવાદી કાર્યકર ( નાસી છૂટવા જતાં ) ઘવાયો. મજૂર સભાગૃહ બ્રસલોના રખેવાળ ફીલીપને એ ગૃહનો કબજો લેતી વેળાએ મારી નાખ્યો. મકાનનું બાંધકામ કરનાર હેઇન રીચ સ્વાર્લીચને બ્રસલોમાં ગોળી મારીને તેમ જ પીઠ પર ચપ્પુનો ઘા કરીને મારી નાખ્યો. સ્કોનબર્ગ–બરલીનના ત્રણ યુવાન કાર્યકરો બાલશુટ, નીશમેનની અને પ્રીસની લાશો મેકનોવરના જંગલીમાં મળી આવી હતી. ( ટી. યુ. ) બાશુમ નામના સામ્યવાદી કાર્યકર્તાની લાશ રસ્તામાંથી મળી હતી. ( ટી. યુ. ) એક બીજા કાર્યકરને એના જ રહેઠાણે ૭ અજ્ઞાત માણસોએ મારી નાખ્યો.

**૧૯૩૩ના માર્ચની ૯ મી :**

બરલીનના એક અજ્ઞાત કાર્યકરને ૬ નાઝીઓએ એના જ ઘરમાં પૂરો કર્યો હતો. ( સાક્ષી. ) મ્યુનીચમાં એક અજ્ઞાત રીચ ઝંડાના સભ્યની લાશ મ્યુનીચ મજૂર સભાગૃહમાં મળી આવી હતી. જે ગૃહનો કબજો નાઝીઓએ ૧ લી માર્ચે લીધો હતો. ( સાક્ષી ) નાઝીઓએ જ્યારે વોલકસટીમેના મકાનનો કબજો

નાઝીઓએ પાશવી વર્તન ચલાવ્યું. પરિણામે એ મરણ પામ્યો. એના પર આત્મહત્યાનું તહોમત હતું. (સાક્ષી.) લીપઝીગમાં એસ. એ. ના માણસોએ ત્રણ અજ્ઞાત કાર્યકરોનું ખૂન કર્યું.

**૧૯૩૩ના માર્ચની ૧૬મી :**

બરલીનમાં ફીડરીસ સ્ટ્રાસના એસ. એ. ના રહેઠાણે પકડાએલા સાત કેદીઓને રેંસી નાખવામાં આવ્યા અને તેમની લાસોને ગુમ કરી દેવામાં આવી. (સાક્ષી.) બ્રેમર એક જ્યુ વેપારી હતો. એને એસ. એ. ના માણસોએ એની સેસમની રહેવાની ઓરડીમાં મરણતોલ માર માર્યો, ને બીજે દિવસે એ મરેલી હાલતમાં મળી આવ્યો. (સાક્ષી) લીગેકેલ નામના બરલીનમાં રહેતા છાપાના તંત્રીને માર મારીને પૂરો કરવામાં આવ્યો. (સાક્ષી.)

**૧૯૩૩ના માર્ચની ૧૭મી :**

એલબીગમાં નાસી છૂટેલાં બે અજ્ઞાત માણસોને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા.

**૧૯૩૩ના માર્ચની ૧૮મી:**

વીસ્ટોકની જેલમાં વોલ્ટર સુઝ નામના સામ્યવાદી કાર્યકરનું ખૂન કરવામાં આવ્યું. (સાક્ષી)

બરલીન—શારલોટનબર્ગના નાઝી રહેઠાણ હેડેમન સ્ટ્રેસેમાં સીજબર્ટ કીનડરમન નામના માણસને લઇ જવામાં આવ્યો. અને એને ત્યાં ઘાતકી માર મારી બારીમાંથી ફેંકી દેવામાં આવ્યો. એક અજ્ઞાત કાર્યકરને બર્લીન-વેડીંગના નાઝી રહેઠાણે મરણતોલ માર માર્યો.

**૧૯૩૩ના માર્ચની ૧૯મી:**

સ્ટોર્મ ટ્રુપર્સના માણસોએ મોઅબીટ-બરલીનના એક સામ્યવાદી કાર્યકરક્રેબને રસ્તામાં પૂરો કર્યો. (સાક્ષી)

પગથિયાં પર માર્યો ગયો. (પ્રેસરિપોર્ટ)

**૧૯૩૩ના માર્ચની ૧૨મી :**

ફેલજેલએનમાં મેગડેબર્ગનો સોશ્યલ ડેમોક્રેટ સભાસદ ક્રેસ્સે ચૂંટણીનાં મથક પર મરાયો. (ટી. યુ.) અને કાથેરનાં મજૂરો પૂર્વ પ્રુશિયામાં નાસી છૂટતાં મરાયા (ટી. યુ.) કીલનો સોશિયલ ડેમોક્રેટ વકીલ સ્પેઇગલ પર એના પોતાના ઘરમાં હુમલો થયો અને એ મરાયો. મોલ ફ્લુથ નામનો એલબીગના મજૂરને એસ. એ. ના માણસોએ પૂલ પર માર્યો. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૧૩મી :**

શેકસનીમાં ગ્રોટેન ડોર્ફમાં કોઈ મજૂર સ્ત્રીના પતિને પકડતી વખતે સ્ત્રીને બેયોનેટ વડે ઘાતકી રીતે ઘાયલ કરવામાં આવી. (સાક્ષી)

સ્ટેટીનમાં કોઈ મજૂર પર ત્રાસ વર્તાવવામાં આવ્યો, અને પરિણામે એ મરણ પામ્યો. એલબીંગ નામનો મજૂર કાર્યકર માથામાં ગોળી વાગવાથી મરણ પામેલો મળી આવ્યો. (ટી. યુ.)

**૧૯૩૩ના માર્ચની ૧૪મી :**

ક્રુગ–સ્વીનફર્થ પોતાનો બચાવ કરવા જતાં નાઝીઓ દ્વારા માર્યો ગયો. હેમબર્ગમાં એક અજ્ઞાત કાર્યકર ડીટેક્ટીવને હાથે મરાયો.

**૧૯૩૩ના માર્ચની ૧૫મી :**

એસ. એ. ના માણસો દ્વારા એક જ્યુ વેપારીની ધર-પકડ થયા પછી લેન્ડશુટના જંગલ પાસે એની લાસ મળી આવી ખોપરી ભાંગેલી હતી. તેમ જ તેમાં ગોળીઓ સોંસરી પેસી જવાથી બે કાણાં દેખાતાં હતાં. (સાક્ષી.) વીલહેલ્મ–રેંકે એક બ્રુન્સવીકની સહકારી સંસ્થાનો સોશિયલ ડેમોક્રેટીક મેનેજર હતો. એની સાથે

નાઝીઓએ પાશવી વર્તન ચલાવ્યું. પરિણામે એ મરણ પામ્યો. એના પર આત્મહત્યાનું તહોમત હતું. (સાક્ષી.) લીપઝીગમાં એસ. એ. ના માણસોએ ત્રણ અજ્ઞાત કાર્યકરોનું ખૂન કર્યું.

**૧૯૩૩ના માર્ચની ૧૬મી :**

બરલીનમાં ફીડરીસ સ્ટ્રાસના એસ. એ. ના રહેઠાણે પકડાએલા સાત કેદીઓને રેંસી નાખવામાં આવ્યા અને તેમની લાસોને ગુમ કરી દેવામાં આવી. (સાક્ષી.) બ્રેમર એક જ્યુ વેપારી હતો. એને એસ. એ. ના માણસોએ એની સેસમની રહેવાની ઓરડીમાં મરણતોલ માર માર્યો, ને બીજે દિવસે એ મરેલી હાલતમાં મળી આવ્યો. (સાક્ષી) લીગેકેલ નામના બરલીનમાં રહેતા છાપાના તંત્રીને માર મારીને પૂરો કરવામાં આવ્યો. (સાક્ષી.)

**૧૯૩૩ના માર્ચની ૧૭મી :**

એલબીગમાં નાસી છૂટેલાં બે અજ્ઞાત માણસોને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા.

**૧૯૩૩ના માર્ચની ૧૮મી:**

વીસ્ટોકની જેલમાં વોલ્ટર સુઝ નામના સામ્યવાદી કાર્યકરનું ખૂન કરવામાં આવ્યું. (સાક્ષી)

બરલીન—શારલોટનબર્ગના નાઝી રહેઠાણ હેડેમન સ્ટ્રેસ્સેમાં સીજબર્ટ કીનડરમન નામના માણસને લઇ જવામાં આવ્યો. અને એને ત્યાં ઘાતકી માર મારી બારીમાંથી ફેંકી દેવામાં આવ્યો. એક અજ્ઞાત કાર્યકરને બર્લીન-વેડીંગના નાઝી રહેઠાણે મરણતોલ માર માર્યો.

**૧૯૩૩ના માર્ચની ૧૯મી:**

સ્ટોર્મ ટ્રુપર્સના માણસોએ મોઅબીટ—બરલીનના એક સામ્યવાદી કાર્યકર્તાક્રેબને રસ્તામાં પૂરો કર્યો. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૨૦મી:**

બરલીનમાં નાઝીઓએ ગ્રન્થરજોશીમ નામના વકીલને માર માર્યો, જેનું મૃત્યુ પાછળથી મોબીટની હોસ્પીટલમાં નીપજ્યું. (પ્રેસ રીપોર્ટ)

કર્ટ-પોરતેર બરલીનમાં મરાયો. એણે જરમન તેમ જ ઓસ્ટ્રીઅન નેશનલ સોશિયલીસ્ટોની વચ્ચે અનુચિત સંબંધ ચાલુ રાખવાનું કામ ઘણા લાંબા સમય સુધી કર્યું હતું. હાલમાં જ્યારે એને હદપાર કરવાને લઈ જવામાં આવતો હતો, ત્યારે નાઝીઓએ એને મોટરમાંથી ઉંચકીને ફેંકી દીધો અને પછી એના પર ગોળીબાર કરી માટીમાં મીલાવી દીધો. (ન્યુસવીનર જરનલ) ફ્રીડઝ શ્મીટઝ બર્ગ ગ્રુનવર્ડ બરલીનમાં મરેલો મળી આવ્યો. (વી. ઝેડ.)

**૧૯૩૩ના માર્ચની ૨૧મી:**

સ્ટ્રોબીગમાં ઓટો સેઇઝ મરાયો. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૨૨મી:**

એબરબાસમાં વોલટર બોહગે નામનો સોશિયલ ડેમોક્રેટ નાસી છૂટતાં મરાયો. (સાક્ષી) ઈએનનો સામ્યવાદી કાર્યકર વીલહેલ્મ વેનઝીલ રસ્તામાં મરાયો. એના પર ગોળીબાર કરનાર સાહક સેનાના માણસો હતા અને એનું હોસ્પીટલમાં ટુંક વખતમાં મૃત્યુ નીપજ્યું હતું. કેસે નામના મજૂરની લાશ મળી આવી હતી. (સાક્ષી) સ્ટોર્મ ટ્રુપર્સના માણસોએ બરલીનમાં પોલટુટરને માર મારીને પૂરો કર્યો હતો (સાક્ષી) બરલીન વીલ્મરર્શડોર્ફમાં એક અજ્ઞાત કાર્યકરને નાઝીઓએ ગોળી મારીને પૂરો કર્યો. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૨૩ મી:**

ફેંક નામના રીશ-બેનરના સભ્ય પર આત્મહત્યા

કરવાનું તહોમત હતું. એને એની પથારી પરથી ઘસીટવામાં આવ્યો હતો; એના હાથ પર સ્વસ્તિકના ચીન્હો કોતરવામાં આવ્યા હતા. એના પર સખ્ત જુલ્મ વરસાવવામાં આવ્યો હતો. (સાક્ષી) બરલીનમાં બરગેસ્ટ્રેસમાં હરબર્ટ પેનજે રીટઝ નામના કાર્યકર સાથે અમાનુષી વર્તન રાખવામાં આવેલું. આખરે હોસ્પીટલમાં એ મરણ પામ્યો (સાક્ષી.) પણ દાક્તરના પ્રમાણપત્ર પ્રમાણે મૃત્યુ થવાનાં કારણો બે હતાં: (૧) એના પેટમાં કોઇ તીક્ષ્ણ ઓજાર વતી એને ઈજા પહોંચાડવામાં આવી હતી, (૨) એની ખોપરીને ફાડી નાખવામાં આવી હતી.

**૧૯૩૩ના માર્ચની ૨૪ મી :**

ગ્લેડબેશની એક મજૂરણ ફ્રોઅરબેટસ (નાસી છુટતાં) મરી ગઇ. એરીચ પર્લ નામની ૧૭ વર્ષની છોકરી નાઝીના રહેઠાણને છોડી જતાં લીપઝીગના રસ્તા પર મારી ગઇ. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૨૫ મી :**

ડીરોઝમાં ડ્રેશર નામનો એક સામ્યવાદી કાર્યકર્તા એના પોતાના જ ઘરમાં મરેલો મળી આવ્યો. (સાક્ષી) વેડીંગ બરલીનમાં એક સામ્યવાદી સભાસદની સાથે અમાનુષી વર્તન રાખવામાં આવેલું. પરિણામે હોસ્પીટલમાં એ મરણ પામ્યો. એને ત્રીજે માળેથી રસ્તા પર ફેંકી દેવામાં આવ્યો હતો. (સાક્ષી) સેકસનીમાં ફ્રો મુલર સાથે પણ પાશવી વર્તન કરવામાં આવેલું. કહેવાય છે કે એથી એણે આત્મહત્યા કરેલી. (સાક્ષી)

**૧૯૩૩ના માર્ચની ૨૬ મી :**

બર્ન સ્વીકના એસ. એ. ના રહેઠાણમાં રીશ બેનરના સભ્ય તાર માસ્તર ગ્રોથેને મારી નાખવામાં આવેલો. (સાક્ષી) કોનીગસ બર્ગમાં ન્યુમન નામના દુકાનદારને સખત પીટવામાં

આવ્યો અને એનો નિશાન તરીકે ઉપયોગ કરવામાં આવ્યો. (ટી. યુ.) એના ઘા પર મીઠું તેમ જ પીપરનો ભુકો ભભરાવવામાં આવ્યો હતો. એને બરલીનની હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યો હતો જ્યાં આખરે એ મરણ પામ્યો. (સાક્ષી) ડો. મેકસ પ્લોટ નામના એક વકીલનું એના નાઝી મિત્ર સાથે ઝઘડો થવાથી કેસલના નાઝી રહેઠાણે ખૂન કરવામાં આવ્યું હતું. ચાલુ અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટ ફ્રીસલોએ એને મારવાનો હુકમ આપેલો. (સાક્ષી) શોનેબર્ગમાં મેકસ બીલેફીને નાઝીઓએ સખત ઈજા પહોંચાડી. પરિણામે એનું હોસ્પીટલમાં મૃત્યુ નીપજ્યું (સાક્ષી.)

**૧૯૩૩ના માર્ચની ૨૯મી :**

કોનીગ્સબર્ગમાં રીશ્ટાગના સામ્યવાદી સભાસદ વોલ્ટર શુઝને એસ. એ.ના માણસોએ મારી નાખ્યો.

**૧૯૩૩ના માર્ચની ૩૦મી :**

સીમેનસ્ટાટનો મજૂર ફ્રીટઝરોલે હુમલો થવાને કારણે મરેલો મળી આવ્યો. બરલીનમાં સ્કાલીટ ઝેરસ્ટ્રેસના વીલ–વોલ્સલગરને ઉડાવી જઇ મારી નાખવામાં આવ્યો હતો. એને લઇ જનારા એસ. એ. ના માણસો હતા. ત્રણ દિવસ સુધી એની લાશનો પત્તો ન લાગ્યો. આખરે ચોથે દિવસે તે સ્પ્રીમાં મળી આવ્યો. (સાક્ષી) એક અજ્ઞાત જ્યુ અપરહેસેમાં ઉંધો લટકીને મરણ પામ્યો. (માન્ચેસ્ટર ગારડીયન)

**૧૯૩૩ના માર્ચની ૩૧મી :**

એસ. એ. ના માણસોએ એબરન્સબેરના બે અજ્ઞાત સામ્યવાદીઓને મારી નાખ્યાં, એક ગોળીના ઘાથી મરણ પામ્યો જ્યારે બીજાને શરીર પર એસ. એ. ના માણસોએ ઘા કર્યાં. સખત ઇજા પહોંચવાથી સ્વીડનીઝના આશ્રયસ્થાનમાં મરણ

પામ્યો. (પ્રેસ રિપોર્ટ)

**૧૯૩૩ના માર્ચની આખરે :**

એસ. એ. ના સૈનિકોએ રિશએનરનો સભ્ય લોફેર જ્યારે એના બાપની દુકાન પાસે સાંજના ૭ વાગે ઉભો હતો ત્યારે એના પર ત્રણ ગોળીબાર કરી એને ત્યાં જ મારી નાખવામાં આવ્યો હતો. (સાક્ષી)

**૧૯૩૩ના એપ્રીલની ૧લી:**

ક્લેટનબર્ગના સામ્યવાદીનું ૭ વર્ષનું બાળક પારણામાં સૂતું હતું; બાળકના બાપની રાહ જોતાં એસ. એ. ના માણસોએ એ બાળકને પારણામાંથી ઉંચકીને ફેંકી દીધું અને લોઢાના સળીઆનો ઘા કરી એ કુમળા બાળકને પૂરું કર્યું. (સાક્ષી)

બરલીનમાં ફીનડરમેન નામનો ૧૬ વર્ષનો યુવાન એની માતાની સાથે અનાજની દુકાન પાસે ઉભો હતો; ત્યાં જ એને એની માતાની હાજરીમાં મારી નાખવામાં આવ્યો.

વીલહેલ્મપોટર અને સામ્યવાદી કાર્યકર કાર્લ ગોરમન વોલ્ડન બર્ગમાં (નાસી છૂટતાં) મરાયા. ડ્યુસબર્ગના લોકોનું કામ કરનાર વીલહેલ્મ ફેંજમેનને પાછળથી ગોળી મારી રસ્તા પર જ ઠાર કરવામાં આવ્યો. કીલનો વકીલ ફીઝશુંમને એની ઓરડીમાં મારી નાખવામાં આવ્યો. (ટી. યુ ) મ્યુનીચમાં ઢોરના વેપારી પ્રેસ બરગર વિષે આત્મહત્યા કર્યાનું કહેવાયું. (પ્રેસ રિપોર્ટ)

**૧૯૩૩ના એપ્રીલની ૨જી:**

કીલના વરથેલમરને પકડતી વખતે તેને સખત ફટકો લાગવાથી તે મરણ પામ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૩જી:**

શેમ્નીઝપાસે લીમબેચના ધાતુનું કામ કરનાર પોલ

યહુદી રાષ્ટ્રીય સમાજવાદી હર્શમેનને વિંધી નાખવામાં આવ્યો. કારણ કે તે રીસ્ટાગની આગનું રહસ્ય જાણતો હતો.

**૧૯૩૩ના એપ્રીલની ૮મી:**

ન્યુકોલન બરલીનમાં એક અજ્ઞાત મજૂરને સ્ટોર્મ ટ્રુપર્સના માણસોએ મારી નાખ્યો. તાળાનો બનાવનાર ૨૧ વર્ષનો નેશનલ સોશ્યલિસ્ટ વોલ્ટર સ્ટ્રોસ બ્રેસોવના હુલ્લડમાં એક અન્ય નેશનલ સોશ્યલિસ્ટના હાથે મરાયો. (પ્રેગર ટેગેબ્યુ અને સાક્ષી) ૨૩ વર્ષની ઉંમરના લુડવીઝ ઝેઇગલરને બ્રસોવના હુલ્લડમાં નાઝીઓએ ગોળીથી વીંધી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૯મી:**

હેમબર્ગમાં વોલ્ટરકેશને સ્ટોર્મ-ટ્રુપર્સના માણસોએ છુપાવી દીધો અને પછી મારી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૦મી:**

કેમનીઝનો હજામ ફ્રીટઝ એનગલર કે જે કોઈ પણ પક્ષનો નહોતો તેના પર સખત ઘા કરીને ઝેઈસીગના જંગલમાં મારી નાખવામાં આવ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૧ મી:**

કેમનીઝમાં રિશ બેનરનો સભાસદ મેકલ-સાફ મરાયો. (ટી. યુ.) કેમનીઝનો વકીલ આરથર વીનર મરાયલો મળી આવ્યો. (ફ્રેન્ક ફુરટર ઝેઇટન્ગ) ફ્રીડન્સડોર્ફ-ઝેન્ટુનો સામ્યવાદી કાર્યકર આલબર્ટને જેલમાં મારી નાખવામાં આવ્યો. (ટી. યુ.)

**૧૯૩૩ના એપ્રીલની ૧૨ મી:**

ડ્યુસ્સેલ્ડોર્ફની કાઉન્સીલનો સભાસદ ડો. ઓડરકીર્શને જેલમાં આપઘાત કર્યાનું કહેવાય છે. (નેશટોસ ગબે) ક્રેફીલ્ડની કાઉન્સીલનો સભાસદ ડો. બેયેર જેલમાં આપઘાત કરીને મરી ગયાનું

યહુદી રાષ્ટ્રીય સમાજવાદી હર્શમેનને વિંધી નાખવામાં આવ્યો. કારણ કે તે રીસ્ટાગની આગનું રહસ્ય જાણતો હતો.

**૧૯૩૩ના એપ્રીલની ૮મી:**

ન્યુકોલન બરલીનમાં એક અજ્ઞાત મજૂરને સ્ટોર્મ ટ્રુપર્સ-ના માણસોએ મારી નાખ્યો. તાળાનો બનાવનાર ૨૧ વર્ષનો નેશનલ સોશ્યલિસ્ટ વોલ્ટર સ્ટ્રોસ બ્રેસોવના હુલ્લડમાં એક અન્ય નેશનલ સોશ્યલિસ્ટના હાથે મરાયો. (પ્રેગર ટેંગેબ્ઝુ અને સાક્ષી) ૨૩ વર્ષની ઉંમરના લુડવીઝ ઝેઇગલરને બ્રસોવના હુલ્લડમાં નાઝીઓએ ગોળીથી વીંધી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૯મી:**

હેમબર્ગમાં વોલ્ટરકેશને સ્ટોર્મ-ટ્રુપર્સના માણસોએ છુપાવી દીધો અને પછી મારી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૦મી:**

કેમનીઝનો હજામ ફ્રીટઝ એનગલર કે જે કોઈ પણ પક્ષનો નહોતો તેના પર સખત ઘા કરીને ઝેઈસીગના જંગલમાં મારી નાખવામાં આવ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૧ મી:**

કેમનીઝમાં રિશ બેનરનો સભાસદ મેકલ-સાફ મરાયો. (ટી. યુ.) કેમનીઝનો વકીલ આરથર વીનર મરાયલો મળી આવ્યો. (ફ્રેન્ક ફુરટર ઝેઇટન્ગ) ફ્રીડન્સડોર્ફ-ઝેન્ટુનો સામ્યવાદી કાર્યકર આલબર્ટને જેલમાં મારી નાખવામાં આવ્યો. (ટી. યુ.)

**૧૯૩૩ના એપ્રીલની ૧૨ મી:**

ડયુસ્સેલ્ડોર્ફની કાઉન્સીલનો સભાસદ ડો. ઓડરકીર્શને જેલમાં આપઘાત કર્યાનું કહેવાય છે. (નેક્ટોસ ગએ) ક્રેફીલ્ડની કાઉન્સીલનો સભાસદ ડો. બેયેર જેલમાં આપઘાત કરીને મરી ગયાનું

યહુદી રાષ્ટ્રીય સમાજવાદી હર્શમેનને વિંધી નાખવામાં આવ્યો. કારણ કે તે રીશ્ટાગની આગનું રહસ્ય જાણતો હતો.

**૧૯૩૩ના એપ્રીલની ૮મી:**

ન્યુકોલન બરલીનમાં એક અજ્ઞાત મજૂરને સ્ટોર્મ ટ્રુપર્સના માણસોએ મારી નાખ્યો. તાળાનો બનાવનાર ૨૧ વર્ષનો નેશનલ સોશ્યલિસ્ટ વોલ્ટર સ્ટ્રોસ બ્રેસોવના હુલ્લડમાં એક અન્ય નેશનલ સોશ્યલિસ્ટના હાથે મરાયો. (પ્રેગર ટેંગેબ્યુ અને સાક્ષી) ૨૩ વર્ષની ઉંમરના લુડવીઝ ઝેઇગલરને બ્રસોવના હુલ્લડમાં નાઝીઓએ ગોળીથી વીંધી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૯મી:**

હેમબર્ગમાં વોલ્ટરકેશને સ્ટોર્મ-ટ્રુપર્સના માણસોએ છુપાવી દીધો અને પછી મારી નાખ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૦મી:**

કેમનીઝનો હજામ ફ્રીટઝ એનગલર કે જે કોઈ પણ પક્ષનો નહોતો તેના પર સખત ઘા કરીને ઝેઇસીગના જંગલમાં મારી નાખવામાં આવ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૧ મી:**

કેમનીઝમાં રિશ એનરનો સભાસદ મેકલ-સાફ મરાયો. (ટી. યુ.) કેમનીઝનો વકીલ આરથર વીનર મરાયલો મળી આવ્યો. (ફ્રેન્ક ફુરટર ઝેઇટન્ગ) ફ્રીડન્સડોર્ફ-ઝેન્ડુનો સામ્યવાદી કાર્યકર આલબર્ટને જેલમાં મારી નાખવામાં આવ્યો. (ટી. યુ.)

**૧૯૩૩ના એપ્રીલની ૧૨ મી:**

ડ્યુસ્સેલ્ડોર્ફની કાઉન્સીલનો સભાસદ ડો. ગોડરફીશને જેલમાં આપઘાત કર્યાનું કહેવાય છે. (નેશટોસ ગબે) ફેરીલ્ડની કાઉન્સીલનો સભાસદ ડો. બેયેર જેલમાં આપઘાત કરીને મરી ગયાનું

**૧૯૩૩ના એપ્રીલની ૧૮ મી :**

કોનીગસ બર્ગમાં નાસી છૂટતાં સામ્યવાદી કાર્યકર રીશાર્ડ પોલીટ મરાયો. કોનીગસ બર્ગનો મજૂર કારાગારમાં વિંધાયો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૯ મી :**

મ્યુનીચનો અજ્ઞાત રેલ્વે મજૂર પાછળથી છરો ભોંકીને મરાયો. એના પર આત્મઘાત કર્યાનું તહોમત હતું. આલફ્રેડ લગર નામના ખ્રીસ્તી કાર્યકરને તૂફાન ટોળીએ મારી નાખ્યો, કારણ કે એનો ચહેરો જ્યુના જેવો હતો. (સાક્ષી)

**૧૯૩૩ના એપ્રીલની ૨૦ મી :**

રેડ સ્પાર્ટ ઓરગેનીઝેશનના એક સભ્યને કોનીગ્સ-બર્ગની જેલમાં લઇ જવામાં આવતો હતો. ત્યારે રસ્તામાં એમના પર છરીના હુમલા કરીને પૂરો કર્યો. (સાક્ષી) ટોર્ચમન્ડનો એન્ટી ફ્રાસીસ્ટ લીગનો સભ્ય કેમીન્સીકીને જેલમાં જ મારી નાખવામાં આવ્યો. (સાક્ષી).

**૧૯૩૩ના એપ્રીલની ૨૧ મી :**

એવેરીઅન ડાયટના સામ્યવાદી પક્ષના પ્રમુખ ફ્રીઝ ડ્રેસેલ પર આપઘાત કર્યાનો આરોપ હતો. પણ કેટલાક સાક્ષી-ઓનું કહેવું એમ હતું કે એનું કેદના [illegible] ખૂન કરવામાં આવ્યું હતું.

**૧૯૩૩ના એપ્રીલની ૨૨ મી :**

વીસ બેડનમાં [illegible] નામના [illegible] એના જ ઘરમાં મારી નાખવામાં આવ્યો. [illegible] રોઝેન સ્ટોકનું એના જ ઘરમાં ખૂન થયું. એસ. એ. [illegible] પર આપઘાત કર્યાનો [illegible]

**૧૯૩૩ના એપ્રીલની ૨૩ મી :**

કહેવાયું. (પ્રેસ રિપોર્ટ)

ડેશુના નજરવાડામાં નીચેના સખસો–એનારીચો એન્જીનીયર, આર્થર–નુરબર્ગનો વેપારી, ઇરવીન કેહન–મ્યુનીચનો વેપારી ગોલ્ડમેન–ફુર્થનો વેપારી, ડૉ. લેવી–ઝુન્ડેનનો વકીલ અને મ્યુનીચનો વકીલ વીલહેમ વેઅર (સાક્ષીની જુબાની પ્રમાણે) આ બધાં માણસોને વીંધી નાખવામાં આવ્યાં હતાં અને એમની દફનક્રિયામાં કોઇને પણ હાજર રહેવા દેવામાં નહોતા આવ્યા. ડૉ ઓડેન કરશેને અને ડૉ. બેથરે કારાગારમાં ફાંસો ખાધો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૩ મી :**

એસોસીએશન ઓફ જરમન સીક બેનીફીટ સોસાયટીના સોશિયલ–ડેમોક્રેટ મેનેજર એબેલને પકડવામાં આવેલો, અને એમ કહેવામાં આવ્યું કે એ થોડીક જ વારમાં આપઘાત કરીને મરણ પામ્યો. હેમબર્ગનો મજૂર ગુસ્ટવસોન હેરને સખત ઇજા કરવામાં આવેલી. પરિણામે એ મરણ પામ્યો. (સાક્ષી) રિશ્ટાગનો સામ્યવાદી સભ્ય આલબેટ જાંકાએ આપઘાત કરીને મરી ગયાનું કહેવાયું.

**૧૯૩૩ના એપ્રીલની ૧૫ મી :**

૧૭ વર્ષના જ્યુ સ્પીરોને નાઝીઓના રહેઠાણે સ્કોનહેલઝર સ્ટ્રેસે બરલીનમાં સખત માર મારવામાં આવ્યો અને હેડમન સ્ટ્રેસ્સેના નાઝી ઓરડામાં એનું ખૂન કરવામાં આવ્યું.

**૧૯૩૩ના એપ્રીલની ૧૬ મી :**

સેક્સનીમાં, સીગમરના જંગલ પાસે બ્રેઇટલ શેઇડર મરેલો મળી આવ્યો.

**૧૯૩૩ના એપ્રીલની ૧૭ મી :**

કોનીગસબર્ગમાં સામ્યવાદી નેતા જોરડન મરાયો. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૯મી:**

વુપરટલના જ્યુ ડૉકટર કોપરને તુફાન ટોળીના માણસોએ કેદ કરીને કાપી નાખ્યો, અને પછી ડૂબાડી દીધો. (સાક્ષી) ઓલ્ટેઇનના મજૂર ગાલીનોવસ્કી નાસી છૂટતાં મરાયો.

**૧૯૩૩ના મેની ૧૦મી:**

વેડીન્ગ-બરલીનના અજ્ઞાત યુવાન કાર્યકર્તા અને રેડ સ્પોર્ટ ઓર્ગેનીઝેશનના સભ્યનું હેડમન્સ ટ્રેસ્સેના નાઝી રહેઠાણે ખૂન થયું અને પછીથી એની લાશને સ્પ્રી નહેરમાં ફેંકી દીધી. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૧૧મી:**

હેમબર્ગનો રિશ્ટાગનો સોશ્યલ ડેમોક્રેટ સભ્ય એડોલ્ફ-બેઇડરમન પર આપઘાત કર્યાનું તહોમત મૂકાયું. (ફ્રેન્કફર્ટરઝેઈટન્ગ) ઇસ્ટ બરલીનનો સામ્યવાદી મજૂર ગ્લુકનોવને નાઝીઓએ ફાડી નાખ્યો. એનું હોસ્પીટલમાં મરણ થયું. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૧૨મી:**

ડેશુના નઝરવાડામાં ડીટનો સામ્યવાદી સભ્ય સેપગોઝનું કેટલાંક અઠવાડીઆં સુધી ત્રાસ આપ્યા પછી ખૂન થયું (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૧૩મી:**

ડુસેલ્ડોર્ફનો સામ્યવાદી કાર્યકર હેન્સલર મરાયો (જરમીઆ)

**૧૯૩૩ના મેની ૧૫મી:**

મ્યુનીચના ૩૦ વર્ષની ઉંમરના જરમન જ્યુ વકીલ ડૉ. આલ્ફ્રેડ સ્ટ્રોસ, એના ધંધાદારી મિત્ર ચાલુ ન્યાય ખાતાના પ્રધાન ફ્રેન્કના હુકમથી કેદ કરાયો. એની સાથે અમાનુષી વર્તન રાખવામાં આવ્યું અને પરિણામે મરણ પામ્યો. (સાક્ષી) બરલીનમાં સ્ટાલ હેલ્મના અજ્ઞાત સભ્ય પર નાઝીઓએ હુમલો કર્યો અને છરો

ભોંકીને મારી નાખ્યો. બરનીનના કાર્યકર પાલેટીને મરતાં સુધી ઘાયલ કરવામાં આવ્યો. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૧૬ મી :**

૨૪ વર્ષના પોલીશ જ્યુ જરહાર્ડ રોઝન બોઇને નાઝીઓએ એસ. એ. ના રહેઠાણે સખત માર માર્યો, જે મોઆબીટની હોસ્પીટલમાં મરણ પામ્યો. ડ્યુસેલડોર્ફ બીલ્કના મજૂર મીનર્ગને મજદૂર અખબારના એજન્ટે રાહીનમાંથી શોધી કાઢયો, જેનું ગળું કોઇએ કાપી નાખ્યું હતું. (સાક્ષી) મુલાટોના નટ હાલેરીઅસ અને ગીલજીસ ડુસેલડોર્ફમાં કેદી બન્યા. બીજે દિવસે એમના મૃત શરીરો મળી આવ્યાં. (સાક્ષી) સેનેટનો સોશ્યલ ડેમોક્રેટ સભ્ય તેમ જ લ્યુનેબર્ગમાં વોલ્ક સ્બલટના ઘણા વર્ષ માટે મેનેજર તરીકે કામ કરેલું તે જોહાન લોગો પર આપઘાત કર્યાનું તહોમત મૂકાયું.

**૧૯૩૩ના મેની ૧૭ મી :**

ગ્લેડ બેકમાં હર્મન રીડેલ પર આપઘાત કર્યાનું તહોમત મૂકાયું. હુસબર્ગમાં જોહાનીસ અને વીલહેલ્મ બર્ટને માર મારીને પૂરા કર્યા. (ડર ટેગ).

**૧૯૩૩ના મેની ૧૮ મી :**

ગ્રેવન બ્રોઇસમાં હેન્ક સ્ટીન નાસી છૂટતાં મરાયો.

**૧૯૩૩ના મેની ૧૯ મી :**

ડાશુના નજરવાડામાં સામ્યવાદી કાર્યકર્તા લીઓનાર્ડ હોસમેન નાસી જતાં મરાયો.

**૧૯૩૩ના મેની ૨૦ મી :**

આરથર મુલર નામનો કાર્યકર રિશબેનરનો સભ્ય હતો. એને નાઝીઓ મોટરકારમાં ઉઠાવીને એમના રહેઠાણે લઇ ગયા અને

ત્યાં એના પર સખત ઘા કરીને મારી નાખવામાં આવ્યો. (સાક્ષી) ...એની ખોપરી છૂંદી નાખવામાં આવી હતી. એની જમણી આંખ ખેંચી કાઢવામાં આવી હતી. એના ચહેરા પરનું માંસ ચૂંથી નાખવામાં આવ્યું હતું. અને એક હાથના બે ટૂકાણેથી કટકા કરી નાખવામાં આવ્યા હતા.

**૧૯૩૩ના મેની ૨૨મી :**

સોશ્યલ ડેમોક્રેટીક બિલ્ડીંગ વરકર્સ યુનિયન બર્નસ્વીકનો મેટ્રીસ થેઇરિસેન, સ્ટોર્મ ટ્રુપર્સના હાથે સખત માર ખાધા પછી કેથોલીક હોસ્પીટલમાં મરણ પામ્યો. કેમનીટઝના કોન્સનટ્રેશન કેમ્પમાંથી નાસી છુટતાં ચાર સામ્યવાદી કેદીઓને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા. (ટી. યુ.)

**૧૯૩૩ના મેની ૨૫મી :**

નર્ન બર્ગનો વેપારી શ્લોસ ડાશુના કોન્સન્ટ્રેશન કેમ્પમાં મરાયો. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૨૬મી :**

ડયુસબર્ગના કલાકાર ગ્રોમનનું એસ. એ. ના માણસોએ કલા કમરના જંગલમાં ખૂન કર્યું. ખૂનીઓએ લાશમાં "શ્લેગટરના સંભારણા" એમ કોતર્યું. (સાક્ષી)

**૧૯૩૩ના મેની ૨૭મી :**

ડાશુ કોન્સન્ટ્રેશન કેમ્પમાંથી ભાગી છુટતાં નર્ન બર્ગનો ૨૯ વર્ષની ઉંમરનો ફ્રેંન્ઝ લેહર બરગર ગોળીથી વીંધાતાં મર્યો.

**૧૯૩૩ના મેની ૨૮મી :**

બેમ બર્ગનો રીશ્ટાગનો સભ્ય અને કાયદાનો વિદ્યાર્થી વીલહેલ્મ એરોન ડાશુના કોન્સનટ્રેશન કેમ્પમાં ભાગી છુટતાં મરાયો. (મેમબરગર ઝેઈટન્ગ.)

**૧૯૩૩ના મેની ૩૦મી :**

લેઇપ ઝીગમાં ૪૮ એ. એ. ની બેટેલીઅનના સભ્યો-એ લડાઈના વિરોધી ગ્રેલીશ પર થઈ ચાલી જઇને એને ગુંદી નાખ્યો. (સાક્ષી).

**૧૯૩૩ના મેની આખરે :**

હર્બર્ટ ફીલ્ડના એન્ટી ફાસીસ્ટ લીગના સભ્ય એચ. બુનને સ્ટોર્મ ટ્રુપર્સના માણસો મોટરમાં ઘાલીને ઉઠાવી ગયા. આનું મડદું કપાઇ ગયેલા હાથવાળું તેમ જ કેટલીક ગોળીઓથી ઘવાએલી હાલતમાં બીજે દિવસે શહેરની નજીકમાં મળી આવ્યું. (સાક્ષી) બારમેન–ક્લોઉસેન હોફના રહેવાસી ફીટઝ સ્ટ્રન્કને રાતના એના ૭ બાળકોની વચ્ચેથી ઉઠાવી જવામાં આવ્યો. એને સખત રીતે સતાવવામાં આવ્યો અને એના માથામાં દશ ગોળીબારો કરીને મારી નાખવામાં આવ્યો. (સાક્ષી) કોલન પાસે સીઇજ બર્ગ કોન્સન્ટ્રેશન કેમ્પમાં બે સામ્યવાદીઓને પૂરા કરવામાં આવ્યાં. (રીશપોલ્ટ, વીએના)

**૧૯૩૩ના જૂનની ૮મી :**

ડયુસેલડોર્ફ સ્ટોર્મ ટ્રુપર્સના વીરોધીઓ છાપેલું લખાણ વેંચતા હતા ત્યારે તેમના પર ગોળીબાર થયો.

**૧૯૩૩ના જૂનની ૧૦મી:**

ઇસેનનો સામ્યવાદી કાર્યકર્તા લોટસ નાસી છૂટતાં માર્યો ગયો. (ડબલ્યુ. ટી બી.) બરલીન હેનીંગ્સડોર્ફના સમશાનમાં વોલ્ટર અરનેસ્ટ દટાએલો મળી આવ્યો. (ડબલ્યુ. ટી. બી.) સાક્ષીની જુબાની પ્રમાણે તો એને એસ. એ. ની ઓરડીઓમાંથી ત્યાં લઈ જવામાં આવ્યો હતો. સ્ટોર્સ ટ્રુપર્સનો વિરોધી ફીટઝ કોન કોરેન્ઝ એના ઘરમાં મરેલો મળી આવ્યો. (સાક્ષી)

**૧૯૩૩ના જૂનની ૧૨મી:**

ઇસેનનો એનામ કાર્યકર નાસી છૂટતાં માર્યો ગયો. (ટી. ચુ.)

**૧૯૩૩ના જૂનની ૧૫મી:**

ઇલબર્ટ ફીલ્ડ એન્ટી-ફાસીસ્ટ લીગના સભ્ય ફીટઝ મર્સબર્ગ પર સ્ટોર્મ ટ્રુપર્સે સખત જુલ્મ ગુજાર્યો અને પછીથી બંધુકથી વીંધી નાખ્યો. (સાક્ષી)

**૧૯૩૩ના જૂનની મધ્યમાં:**

અપર રાહીન લેન્ડની ડીસ્ટ્રીક્ટ સોશ્યલ ડેમોક્રેટ પાર્ટીનો સેક્રેટરી એમીલ પીકાર્ડને નેશનલ-સોશ્યલીસ્ટોએ મારી નાખ્યો. મેસરટીઝનો એનામ કાર્યકર સોનબર્ગના કોન્સનટ્રેશન કેમ્પમાં મરાયો. વીલહેલ્મ મેઇનેકે એક સામ્યવાદી કાર્યકર્તા બરલીનમાં હોર્સ્ટવેસલ હાઉસમાં મરાયો. (સાક્ષી)

**૧૯૩૩ના જૂનની ૧૬મી:**

ડયુસેલ ડોર્ફ ઓબર બીલ્કનો મજૂર કેઇથન હેઇરને સ્ટોર્મ ટ્રુપર્સ ઉપાડી લઈ ગયા. એના માથામાં ગોળી મારવામાં આવી. રાહીનના પુલ પર એનું શરીર મોટરમાંથી ફેંકી દેવામાં આવ્યું.

**૧૯૩૩ના જૂનની ૨૬મી:**

જરમન નેશનાલીસ્ટ એસોશીએશનનો સભ્ય, વાલ્ટર ફ્રેસીંગ નામનો મજૂર નાઝીઓને હાથે હુલ્લડમાં માર્યો ગયો. (ડબલ્યુ. ટી. બી.) ઇલબર્ટ ફીલ્ડમાં ઇરવીન ક્રેકેમ્પ નામનો સામ્યવાદી કાર્યકર્તા હતો. એસ. એ. ના નેતાએ પીપલ્સ હાઉસમાં એના મોઢા પર સખત ફટકો લગાવ્યો. એણે જ્યાં સામનો કર્યો ત્યાં એને ગોળી મારવામાં આવી. થોડા દિવસો પછી હોસ્પીટલમાં એનું મરણ થયું. (સાક્ષી)

**૧૯૩૩ના જૂનની ૨૧મી:**

ફ્રેન્કેનબર્ગના કાર્યકર પોલ અરબન પર જેલમાં આપઘાત કર્યાનું તોહમત મૂકાયું. (નેશટોસગલે) જરમન સામ્યવાદી પક્ષનો સબ ડીસ્ટ્રીક નેતા મારટીન હુબ અને બીજા બે અજાણ્યા માણસો જ્યુર–ટેડલ પાસે એક તલાવડીમાં હાથ બધેલી સ્થિતિમાં મરેલ મળી આવ્યા. (૧૨ હુહર મીટ્ટાગસલ્લટ્ટક)

**૧૯૩૩ના જૂનની ૨૨મી:**

ફ્રીડરીશ હેગન–સ્ટોર્મ ટ્રુપર્સે, કોપનીડમાં સામ્યવાદી બ્યુકર્ટને માર મારીને પૂરો કર્યો. બરલીન સામ્યવાદી વીલટઝોગ–ને કોઇનીકમાં માર મારીને પૂરો કર્યો. બરલીન–કોર્થનીકમાં સ્ટોર્મ ટ્રુપર્સીએ વીલ્હમસ્યમોશનું ખૂન કર્યું. એના દિકરાને કાળજામાં ગોળી લાગવાથી સખત ઇજા થઈ અને એ મરણ પણ પામ્યો. બરલીન–કોયનીકમાં સામ્યવાદી કાર્યકર્તા કાર્લ પોકર્ટને માર મારીને પૂરો કર્યો અને પછી એના મૃતદેહને જંગલમાં લટકાવ્યું. રિચાર્ડ ક્હલ–સોશિયલ ડેમોક્રેટ ઘાતકી વલણ અનુભવવાથી મરણ પામ્યો. ઈરીરાજનીટસ્કી સામ્યવાદી કાર્યકરને સ્ટોર્મ ટ્રુપર્સે ગોળીથી વીંધી નાખ્યો.

ફ્રીડરીશહેગનનો રિશ્ટાગ બેનરનો નેતા રિચાર્ડ એસમન–ને કોયનીકમાં નાઝીઓએ પીંખી નાખીને પૂરો કર્યો. કોયનીકનો રિશ્ટાગ બેનરનો નેતા પોલવોનઈસેન સ્ટોર્મટ્રુપર્સનો ઘાતકી વર્તાવ સહન ન થવાથી મરણ પામ્યો. કોયનીકમાં નાઝીઓએ ભૂતકાળના મેકલેનબર્ગના વડા પ્રધાન સોશિયલ, ડેમોક્રેટ જોહનસ સ્ટેલીંગને ઉપાડી જઈ એનું ખૂન કર્યું. કોયનીકમાં સોશિયલ ડેમોક્રેટ ઇલેમ–નીંગનું સ્ટોર્મટ્રુપર્સના માણસોએ ખૂન કર્યું. એમણે જ કાર્લ રેકોવસ્કલ નામના કાર્યકરનું કોયનીકમાં ખૂન કર્યું. પોલ અને



રેબી જોનાસ ફ્રીન્કેલ–એંશી વરસની ઉંમરે
નાઝી યાતનામાંથી પસાર થયો હતો
કારણ કે તે જ્યુ હતો.

મોસે નામના બે સામ્યવાદીઓને કોયતીકમાં માર મારીને પૂરા કરવામાં આવ્યા. કોયતીકમાં સ્ટોર્મ ટ્રુપર્સવાળાઓએ સાત બેનામ માણસોને કેદ કર્યા હતા અને માર મારીને પૂરા કર્યા. એક કાર-ખાનાનાં ૬૦ વર્ષના બેનામ જ્યુને કોયતીકમાં સ્ટોર્મ ટ્રુપર્સ-વાળાઓએ કેદ કરીને માર મારીને પૂરો કર્યો. (સાક્ષી.) અર્નેસ્ટ વર્સનો સામ્યવાદી કાર્યકર્તા અલટનબર્ગ નાસી છુટતાં ગોળીથી વધાયો.

**૧૯૩૩ના જૂનની ૨૩મી:**

ડ્યુસલ્ડોર્ફમાં ઘડીયાલી હૉર્ડ કાબુસ એના ઘરના ભોંયરામાં મરેલો મળી આવ્યો. (પોલીસની જાહેરાત)

**૧૯૩૩ના જૂનની ૨૪મી:**

સામ્યવાદી કાર્યકર્તા અસેરથર મે એનમાં ભાગી છુટતાં મરાયો. (પોલીસની જાહેરાત)

**૧૯૩૩ના જૂનની ૨૭મી:**

પાંચ બેનામ કાર્યકરોને હલ્બર્ટફીલ્ડમાં એસ. એ. ના માણસોએ એમના નેતા ઓગસ્ટ પપ્પના હુકમથી મારી નાખ્યા. (સાક્ષી.)



રેબી જોનાસ ફ્રીન્કેલ—એંશી વરસની ઉંમરે
નાઝી યાતનામાંથી પસાર થયો હતો
કારણ કે તે જયુ હતો.